# અમેરિકામાંના ગરીબ વિદ્યાર્થીઓ.



અનુવાદક:—
નારણજી ડી. સરૈયાવાળા.

કોળીસુબોધની બીજી ભેટ.

# અમેરિકામાંના ગરીબ વિદ્યાર્થીઓ.


અનુવાદક:

નારણજી ડી. સરૈયાવાલા.

ઈન્ટર આર્ટસ્-બરોડા કૉલેજ.



પ્રકાશક:—

કોળીસુબોધ કાર્યાલય—નવસારી.

સંવત ૧૯૭૬ સને ૧૯૨૦

પ્રત, ૫૦૦

કિંમત. ૦-૩-૦



છપાવી પ્રસિદ્ધ કરનારઃ—
જીવણજી દુલ્લભભાઈ પટેલ.
તંત્રી, કોળીસુબોધ.
કોળીસુબોધ કાર્યાલય—નવસારી.

× × ×

છાપનારઃ—
ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ" પ્રિન્ટીંગ પ્રેસ,
બરાનપુરી ભાગળ—સુરત.



# અર્પણ પત્રિકા.

**સ્વ. સૌ. કુંવરબેન.**

મુ૦ **મરજાપોર.**

પ્રેમાભાઇ ગોવિંદજી પટેલ જેવા સહૃદય અને ઉચ્ચ વિચાર તથા નિર્મળ પ્રેમથી જેમનું હૃદય ભરેલું એવા સુયોગ્ય પતિને આપ પામ્યાં હતાં એ ખરેખર આપનું પરમ સૌભાગ્યજ હતું.

દૈવ ઇચ્છાને લઇ આપનું અકાળે અવસાન થવાથી એક સુયોગ્ય પતિના જીવનમાંથી સેવાનો બોધ અને મેળવવાનું સુખ એ સર્વ નષ્ટ થયું તો પણ આત્મા આત્માની આંતરિક સેવક દેવક એક બીજા પ્રતિ શુદ્ધ સ્નેહ છે ત્યાં સુધી નષ્ટ થતી નથીજ.

આપના પ્રેમાળ પતિના આપના તરફના અત્યંત પ્રેમને લઈ આ પુસ્તક આપના અમર આત્માને અર્પણ કરીએ છીએ તે સહર્ષ સ્વીકારી સાથે સાથે આ સેવકને પણ કૃતાર્થ કરશો.

—**પ્રકાશક.**

# બે બોલ.



અમેરીકા જેવા ધનવાન દેશમાં ગરીબ વિદ્યાર્થીઓ સ્વબળથી પોતાનો વિદ્યાભ્યાસ કેવી રીતે કરે છે તે વગેરે અનેક માહિતીઓ આ પુસ્તકમાં છે. હિંદુસ્થાન જેવા ગરીબ અને અજ્ઞાન અંધકારથી છવાયેલા દેશના વિદ્યાર્થીઓને અને તેમાં યે વળી કોળી જેવી એક અતિ પછાત જાતિને આ પુસ્તક કેટલું બધું ઉપયોગી છે તે વિસ્તારથી લખવાની જરૂર નથી એમ સૌ કોઇ કબુલ કરશેજ.

આ પુસ્તકની છપામણી વગેરે ખર્ચ પોતાની સ્વ. પત્નીના પુણ્યાર્થે મરજાંપોર નિવાસી રા. પ્રેમાભાઈ ગોવિંદજી પટેલે આપ્યો છે તે બદલ તેમનો તથા અનુવાદ કંઇપણ મહેનતાણું લીધા સિવાય કોળી કોમના ઉજળતા વિદ્યાર્થી અને યુવક ભાઇ શ્રી નારણજી ડી. સરોંડાવાલાએ કરી આપ્યો છે તે માટે એમનો ઘણોજ ઉપકાર માનીએ છીએ.

—પ્રકાશક.



# પ્રસ્તાવના.

ઈ. સ. ૧૯૧૯ ની શરૂઆતમાં મ્હારા સ્નેહી બન્ધુ ધુંડિરાજ વિનાયક પીંપુટકરે મને **'अमेरिकेतील गरीब विद्यार्थी'** નામનું મરાઠી લઘુ પુસ્તક વાંચવા આપ્યું, એટલુંજ નહીં, પણ અને તેનો ગુજરાતીમાં અનુવાદ કરવા આગ્રહ કર્યો. પાછળ પડેલી કોળી જેવી આપણી જ્ઞાતિને સુધારી તેને અન્ય જ્ઞાતિઓ પેઠે, પૂર્ણ જાહોજલાલીમાં લાવવા માટે હાલમાં ઉછળતા જ્ઞાતિ વિદ્યાર્થીઓને, વિદ્યા એ જે મોટું સાધન છે, તેની ઉત્સુકતા તેમનામાં આણવી, અને હરકોઇ પ્રકારથી પણ, અડચણો વેઠી, તે સંપાદન કરવા માટે શું શું સાધનો અને હિંમતો તથા માર્ગો વિદ્યાર્થીઓમાં ખાસ જરૂરના છે, તે તેમને જણાવવા, તથા વિદ્યાને સંપાદન કરી સ્વજ્ઞાતિની ઉન્નતિ કરવી અને કરાવવી એ સુબોધના તંત્રીનો અતિ પ્રિય વિષય છે

તેમની પ્રિયતાના પરિણામે પ્રસ્તુત પુસ્તકમાં, વિદ્યાર્થીઓએ સ્વપાયા પર ઉભા રહી પોતાના વિદ્યારૂપી ગૃહની રચના કેમ રચવી, અને તે રચવામાં સ્વબળ, સ્વસદ્‌ગુણ, અને ધૈર્યની કેટલી જરૂર છે, તથા આપણા અને અમેરિકા જેવા સુધરેલા દેશના વિદ્યાર્થીઓનું જીવનક્રમ, તેમની અને આપણી અધ્યયન કરવાની પદ્ધત, તથા તેમના કેટલાક માર્ગો જે અનુકરણ કરવા ખાસ જરૂરનો છે તે, તથા આપણા દેશના વિદ્યાવિલાસી વિદ્યાર્થીઓ ત્યાં જઈ પોતાનો અભ્યાસ કેવી રીતથી કરે છે, તેમને પ્રથમ ત્યાં આવતી અડચણો, તે સહન કરવા માટે અને તેમની સામે થવાને આપણા દેશના બાલબાલિકા-

એમાં નાનપણથીજ જે શિક્ષણની આવશ્યકતા છે તે, વગેરે વગેરે વિષયોનો થોડે અંશે એમાં સમાવેશ થયેલો છે.

ઉક્ત કારણને લીધે આ ક્ષુદ્ર પુસ્તક જ્ઞાતિજનોને અને વિશેષમાં વિદ્યાર્થીઓને ખાસ જરૂરનું થઇ પડશે એમ હું આશા ધરાવું છું.

વળી ઉપર જણાવ્યા મુજબ આ પુસ્તક એક મરાઠી પુસ્તકનો અનુવાદ છે, અને તેનો અનુવાદ કરી પ્રસિધ્ધમાં લાવવા, જે કંપનીએ આ પુસ્તક પ્રથમ પ્રસિધ્ધિમાં આણ્યું હતું તે 'મનોરંજન ગ્રંથપ્રસારક મંડળી'એ આપેલી પરવાનગી માટે એ કંપનીનો પણ સમસ્ત જ્ઞાતિ સાથે ઉપકાર માનું છું.

મને આશા છે કે મારા જ્ઞાતિ ભાઇઓ શુધ્ધ અશુધ્ધતાનો મર્મ નહિ લાવતાં વાંચી તેનો યથાર્થ ઉપયોગ કરી કર્ત્તવ્યપરાયણ થશે તો મારો શ્રમ તથા સમયનો આપેલો ભોગ સાર્થક ગણાશે. આ પ્રથમ પ્રયાસ હોવાથી કદાચ વાકય રચનામાં તેમજ બીજી કોઈ બાબતમાં ત્રુટી જણાય તો વાંચક અને વિદ્વજ્જનો ક્ષમા કરશે અને સુધારી વાંચવા કૃપા કરશે.

છેવટમાં મારા સુબોધના સુરુચિસંપન્ન વાંચકો અને જ્ઞાતિબંધુઓ મારા આ શુભ પ્રયાસને વધાવી લેશો એવી આશા રાખી આ પ્રયાસની સફળતાથી, પરમ કૃપાળુ પરમાત્માનો તેમજ આપ સર્વ ભાઇઓનો આભાર માનીશ.

સરોંડા
દેવદીવાળી. ૧૯૭૬

નારણજી ડી. સરોંડાવાલા

## શ્રી. ના૦ વા૦ ગુણાજી આ પુસ્તક વિષે શું લખે છે ?

તેઓશ્રી લખે છે કે 'આ પુસ્તક શ્રીયુત 'સત્યદેવ' એઓશ્રીએ શરૂ કરેલી સત્યગ્રંથમાલામાંના '**अमेरिकाके निर्धन विद्यार्थीयोंके परिश्रम**' એ મહત્વના પુસ્તકનું મરાઠીમાં ભાષાંતર કર્યું છે. તે એ હેતુથી કે—સત્યગ્રંથમાલાની મહારાષ્ટ્ર વાંચકવૃંદને ઓળખાણ થાય. તેમની ગ્રંથમાળા મૂળ હિંદીમાંથી વાંચવાની ઉત્સુકતા વધવી. લોકોને—વિશેષે—યુવકવર્ગને ગ્રમની મહત્તા જણાઈ આવવી, ગ્રમની માધુર્યતા લાગવી, અને હિંદી વિદ્યાર્થીઓએ પોતાના પાયાપર ઉભા રહેતાં શિખવું. તેઓ નીચે પ્રમાણે શ્રીયુત સત્યદેવનું ટુંક જીવન ચિત્ર ચિતરે છેઃ—

સત્યગ્રંથમાલાના કર્ત્તા શ્રી. સત્યદેવ એઓ પંજાબ પ્રાંતમાં લુધિઆના ગામમાં સંવત્ ૧૯૩૭માં જનમ્યા હતા. એમના પિતા સરકારી નોકર હતા. તેમનો પગાર થોડો અને કુટુંબ મોટું હતું. સત્યદેવે લાહોરની 'દયાનંદ એંગ્લો વૈદિક હાઇસ્કૂલમાં' પ્રથમ અભ્યાસ કર્યો. ઇ. સ. ૧૮૯૭ ની સાલમાં તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી એજ વરસમાં એમના પિતાએ એમનાં લગ્ન માટે ઘણી ખટપટ કરી, પરંતુ સત્યદેવે લગ્ન કરવા સાફ ના પાડી. સત્યદેવને બીજાની નોકરી કરવાનો પ્રથમથીજ તિરસ્કાર હતો; પરંતુ એમના પિતાના અત્યાગ્રહથી એમને નોકરી ધરવી પડી હતી. નાઇલાજથી અને નાખુશીથી એમણે નોકરી ધરી ખરી, પરંતુ ૭ માસની અંદરજ તેમણે તે છોડી દીધી, અને પોતે સ્વતંત્ર બન્યા. ત્યારબાદ સંસ્કૃતનું અધ્યયન કરવા તેઓ કાશી ગયા તેમની માતુશ્રી આજારી

(સીક) પડવાથી તેઓ લાહોરમાં ૧૮૯૯ ની સાલમાં પાછા આવ્યા અને 'દયાનંદ એંગ્લો વેદિક કોલેજ'માં દાખલ થયા. માતુશ્રીના મરણ પછી એમણે ૧૯૦૦ માં કોલેજ છોડી દીધી ત્યારબાદ ચાર વરસ સુધી તેમણે કાશીમાં સંસ્કૃતનું અધ્યયન કર્યું. કાશીની હિંદુ કોલેજમાં પણ તેમણે થોડો અભ્યાસ કર્યો. સ્વખટપટથી તેમણે આ બધું કર્યું.

ઇ. સ. ૧૯૦૪ માં તેમણે હિંદુ કોલેજ છોડી દીધી, અને કેટલીક અડચણો ભોગવી તેઓએ અમેરિકા પ્રયાણ કર્યું તેમનો પ્રવાસ અને અમેરિકામાંનો તેમનો નિવાસ વગેરેનો હેવાલ **'अमेरिका पथ प्रदर्शक', 'अमेरिका दिग्दर्शन', 'अमेरिका भ्रमण'** ઇ. ગ્રંથમાલાના પુસ્તકોમાં આપેલો છે. જીજ્ઞાસુઓએ તે પુસ્તકો અવશ્ય વાંચવાં, એવી મારી તેમને ભલામણ છે.

એઓશ્રીએ અમેરિકામાં શિકાગો, આરેગાન, અને વોશિંગ્ટન વગેરે વિશ્વવિદ્યાલયોમાં અર્થશાસ્ત્રનો—રાજકીય શાસ્ત્રનો (political science) ચાર વરસ અભ્યાસ કર્યો. ત્યારબાદ તેમણે અમેરિકામાં પગેજ ચાલી થોડો પ્રવાસ કર્યો. ટુંકમાં તેઓ સાડાપાંચ વરસ અમેરિકામાં રહી સ્વદેશ પાછા આવ્યા. આવી અને એજ પ્રકારની કેટલીક અડચણો વેઠી પ્રાપ્ત કરેલી વિદ્યા, જ્ઞાન અને અનુભવનો ફાયદો પોતાના દેશ બાંધવોને મળવો, એવા હેતુથી તેમણે ૧૯૧૧ માં સરળ અને જોરદાર હિંદી ભાષામાં સત્યગ્રંથમાલા લખવાની શરૂઆત કીધી, અને અત્યાર સુધી તેમણે ઉક્ત માલાનાં સાત આઠ પુસ્તકો રચ્યાં છે.

નોકરી કરી ઇતરજનની પેઠે સુખેથી નિશ્ચિતપણે કાલ ક્રમણ ન કરતાં, સ્વતંત્ર બની અનેક હાલ અપેષ્ટાઓ ભોગવી, હાલમાં તેઓ જનસેવા અને માતૃભાષાની સેવા કરે છે. 'એક પંથ દો કાજ' એ કહેવતને અનુસરી તેઓ પોતાનું કામ કર્યા જાય છે.

× × ×

સાંપ્રતકાલમાં હિંદુસ્થાનમાં એક રાષ્ટ્રીય ભાષા થવી ઘણી જરૂરની છે, અને હિંદી ભાષા રાષ્ટ્રીય ભાષા બનવા યોગ્ય છે. પરિસ્થિતિ આવી હોવાથી વાંચકોએ શ્રીયુત સત્યદેવની હિંદી સત્ય ગ્રંથમાલા વાંચવી, તેઓએ તેઓનું હિંદી ભાષાનું જ્ઞાન વધારવું, અને ઘર બેઠાં સત્યદેવની સાથે અમેરિકામાં ભ્રમણ કરી, તેમના જ્ઞાનના અને અનુભવના ભાગીદાર થવું, એવી અમારી સર્વને આગ્રહ સાથે વિનંતિ છે.

× × ×

શ્રી. ના. વા. ગુણાજી, સત્યદેવે તેમને ભાષાંતર કરવા આપેલી પરવાનગી માટે, અને તેઓશ્રીએ લખી મોકલેલું પોતાનું આત્મવૃત્ત માટે, તેઓશ્રીનો આભાર માને છે. વળી તેઓ આશા ધરાવે છે કે, જો વાંચકોને સત્યગ્રંથમાલા વાંચવાની જીજ્ઞાસા થશે, શ્રમનું મહત્વ શું છે, તે તેઓ જાણશે, અને જ્યારે તેઓમાં શ્રમની રૂચી ઉત્પન્ન થશે, ત્યારે તેઓ તેમનો પ્રયત્ન સફળ થયો સમજી સમાજ-સેવા અધિક કરવા તત્પર રહેશે.

અન્તે તેમની આ ઉદારતા અને તેમણે કરેલા આ કાર્ય માટે, તેમનો આભાર માની તેમને ધન્યવાદ આપી, તેમના તરફથી પરમાત્માનું સ્મરણ કરી આ તેમનું લખાણ પુરૂં કરૂં છું.

નાo ડીo સરોંડાવાલા.

# ભૂમિકા.

ભારતવર્ષના લોકોનો બીજા દેશના લોકો સાથેનો સ્વતંત્ર સંબંધ ગયા થોડા શતકથી તુટયો છે. દુન્યામાં સારામાં સારો જો એકાદ દેશ હોય, તો તે અમારોજ છે એવી, અહીંના લોકોએ અજ્ઞાનવશ થઈ પોતાની સમજુત કરી લીધી છે. પરદેશગમનની ચાલ બંધ પડવાથી, હિંદુસ્થાનમાંના લોકોના મનમાં એક દેશીય વિચાર ઘુમી રહ્યો; અને જ્યારે વિદ્યાપ્રચારનો થોડો અભાવ થવા આવ્યો, ત્યારે એક દેશીય અને ભાઇબંધના, ન્યાતિના તેમજ પેટા જ્ઞાતિના, સ્વાર્થી વિચારો દેશના જુદા જુદા ભાગોમાં પ્રસરવા લાગ્યા. એક પ્રાંતના લોકો બીજા પ્રાંતના લોકોને વિદેશી માનવા લાગ્યા. પંજાબ, સંયુક્ત પ્રાંત, બહાર, બંગાલ, મધ્યપ્રાંત, મહારાષ્ટ્ર, ગુજરાત, રાજપુતાના અને મદ્રાસ વગેરે પ્રાંતો જુદા જુદા દેશો બન્યા, અને એ પ્રાંતોમાં રહેનારા લોકો એક બીજાને ભિન્ન ભિન્ન ન્યાતના માનવા લાગ્યા. એનું પરિણામ એ આવ્યું કે, પૃથ્વીના બીજા લોકોના ઇતિહાસની અમને કંઈ ખબર ન પડી, અને અમારા દેશની બહાર પૃથ્વી પર શું શું નવા ફેરફારો થવા પામ્યા; તે અમો જાણી શકયા નહીં. યુરોપમાં કેવી કેવી ક્રાંતિ અને ચળવળ થવા પામી, ત્યાંના જુદી જુદી જાતના લોકો વચ્ચે આપસમાં કેવી લડાઇઓ ઉદ્ભવી, પરાજય કોનો અને કેમ થયો વગેરે બાબતોનું અમને કંઇજ જ્ઞાન થયું નહીં. દુન્યામાં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માણસો અમેજ છીએ, અમારા દેશ સરખો સુધરતો દેશ પૃથ્વી પટપર બીજો નથી, એવુંજ અમને અમારા ગુરૂઓ શિખવતા રહ્યા. આવી આત્મ પ્રશંસાના ઉપદેશથી,

અમારૂં ઘણું નુકસાન થયું, અને અમારાં મસ્તકોમાં અહંમન્યતાનું ભૂત પ્રવેશ કરી રહ્યું.

અમારે કોઇની પાસેથી કંઈ શિખવાનું નથી. અમે સર્વ કંઇ જાણીએ છીએ એવો અહંમન્યતાનો રોગ અમારા દેશમાં ફેલાઈ ગયો. આ રોગે અમારી સર્વ શક્તિઓનો ક્ષય કરવાની શરૂઆત કીધી. જે ધર્મને માટે અમને ઘણું અભિમાન હતું તે ધર્મનો પાયો ઢીલો થયો. બાહ્ય દેખાવ અને આડંબરને અમે ધર્મ માનવા લાગ્યા, અને અસત્ય ને નિરૂપયોગી ગોષ્ટી બદલ પોતપોતામાં વાદ વિવાદ ચલાવી માથાફોડ કરવામાંજ વિદ્વતા છે એમ સમજવા લાગ્યા. ચાર વિદ્વાન એકઠા થાય ત્યાં ગામ ગપાટા સિવાય અન્ય કામ થતું બંધ પડયું.

પ્રકૃતિ એ આગમન નિષ્ક્રમણ—આવવું, જવું, ઉત્પન્ન થવું અને લય પામવું—એ સિદ્ધાંતને માને છે. જે ઘર બંધ રહે છે તેમાંની હવા રોગોત્પાદક અને ખરાબ બને છે. જે એકજ ઠેકાણે ઉભું રહે છે તે, કોહી જઇ સડી જવા પામે છે. હિંદુસ્થાનના લોકોનું પરદેશમાં આવવું જવું બંધ પડવાથી અર્થાત્ તેમના વિચારો એક દેશીય થવા પામ્યા, અને તેમ થવાથી તેમની સડી જવાની ક્રિયા શરૂ થઇ તેમાં જીવડા પડવા લાગ્યા. છેવટે સ્થિતિએ એટલે સુધી પોતાનું રૂપ પકડયું કે, લોકો પાપને પૂણ્ય અને અધર્મને ધર્મ માનવા લાગ્યા. **જો આવી સ્થિતિ થવા ન પામત તો, ભિષ્મના બ્રહ્મચર્યની પ્રશંસા કરનારી ભારતપ્રજા બાળ વિવાહને ધાર્મિક કદી પણ સમજી ન હોત. 'एकमेवा-**

**द्वितीयं ब्रह्म** ' એવો પોકાર કરનાર અહીંના લોકો પોતાના દેશ બાંધવોને કદી પણ શત્રુ પ્રમાણે ન માનત. સેંકડો વરસના એક દેશીયપણાને લીધે અને સંકુચિત વૃત્તિને લીધે, અમારા દેશમાં મોટ-મોટા ભયંકર રોગો ફેલાવા લાગ્યા.

પરદેશના લોકો સાથે જો અમારો સંબંધ હોત તો હિંદુસ્થાનની આ સ્થિતિ થવા ન પામત. બીજા દેશોનો ઉન્નતિ અને અવનતિનો ઇતિહાસ અમારા જાણવામાં આવ્યો હોત તો, કાલગતી પ્રમાણે અમો પણ અમારી ઉન્નતી કરી શકયા હોત, અને આજની આ હીન દશા જોવા ન પામત. સદ્યઃ સ્થિતિ સુધારવાના પ્રયત્નો હાલમાં પણ અમારા સમાજમાં કવચિતજ થાય છે. પરંતુ પરદેશના પાંડિ-ત્યની માત્ર જોઇએ તેટલી રેલછેલ થઇ રહી છે.

હાલમાં એટલું તો ખાસ જરૂરનું છે કે અમારે અમારા અહં-મન્યતાના રોગનાં જડમુળ ઉખેડી નાંખી વર્તમાન સ્થિતિ સુધારવા સજ્જ થવું જોઇએ. પ્રાચીન કાલમાં અમો બડા હતા, શ્રેષ્ઠ હતા, ઋષિ હતા, વગેરે અનુવાદ અમારા રોગને વૃદ્ધિ પમાડ-નારા છે.

અમારા દેશમાં સર્વ પ્રકારની વિદ્યા હતી અને અમારા પૂર્વજો સર્વ પ્રકારની શોધો જાણતા હતા વગેરે ગાણું ગાઇ આપાણું મન રંજન કરવું, એ મુર્ખપણાનું લક્ષણ છે. અમારો સંબંધ હાલમાં વર્તમાન કાલ સાથે છે. અમારી સાંપ્રત સ્થિતિ કેમ સુધરશે એજ વિચાર અમારે કરવો જોઇએ. શિખર ઉપરથી તળેટી પર આવવામાં મોટાઇ નથી. વ્યર્થ અભિમાન ધરાવવું એ આપણા હાથેજ આપણું

મોઢું કાળું કરવા સમાન છે. યુરોપના લોકો પ્રથમ જંગલી હતા. તેઓએ તેવી અવસ્થામાંથી મુક્ત થઇ પોતાની સુધારણા કરી લીધી છે, એ ખરેખરજ તેમને ભૂષણાસ્પદ છે. કારણ શિખર ઉપરથી તળેટીએ આવવું સ્હેલું છે, પણ તળેટીથી શિખરે જવામાં ઉદ્યોગ, સહિષ્ણુતા, ધૈર્ય ઇ૦ ગુણોની આવશ્યકતા છે. યુરોપના લોકોએ આગળ વધવા શા શા પ્રયત્નો કર્યા, અમેરિકાના લોકોએ પોતાની ઉન્નતિ કરવા માટે શું શું કર્યું, વગેરે બાબતો જાણવી ખાસ જરૂરની છે. પૂર્વજોની કમાણી ઉપરે અવલંબી બેસી ન રહેતાં અમારે હવે સ્વતઃ થોડું કમાવવા શિખવું જોઇએ. અને યુરોપ, અમેરિકા વગેરે દેશોમાં જે બાબતોથી વિદ્યા, કળા કૌશલ્ય વગેરેની વૃદ્ધિ થઇ તે સર્વ બાબતો જાણવા માટે ભગીરથ યત્નો કરવા જોઇએ.

પાશ્ચાત્ય સંસ્કૃતીના કારણ મિમાંસાનો અભ્યાસ કરવો ઘણો જરૂરનો છે. કારણ એ સંસ્કૃતી સાથે અમારો હાલમાં ઘાડો સંબંધ છે. જો આમ ન કરીશું તો—અને ગુરૂપણાની શેખીમાં રહીશું તો—ઇતર પ્રજાના જેવીજ અમારી પણ ગતી થશે. બુદ્ધિ અને બળમાં અમો કોઇ પણ પ્રજાથી ઉતરીએ એવા નથી. પરંતુ અમારામાં ન્યુનતા એટલીજ છે કે, એમનો યોગ્ય ઉપયોગ કેમ કરવો એ એમને ખબર નથી. અમો બધાના ગુરૂ છીએ એમ જાણી, અમો સ્વસ્થ બેસી રહ્યા છીએ. અને આ વ્યથા ગર્વને લીધેજ અમારૂં સર્વસ્વ નુકસાન થયું છે.

આ ઉપરોક્ત કારણોને લીધે આપણા દેશના લોકોને અમેરિકા જેવાં સુધરેલા દેશમાંના ગરીબ વિદ્યાર્થીઓની થોડી માહીતી કરાવવી

યોગ્ય છે, એ માહીતી વાંચવાથી, ભિક્ષા માંગી રહેનારા અમારા વિદ્યાર્થીઓ હિંદુસ્થાનની સ્થિતિ કેમ સુધારી શકતા નથી, ઉલટું તેનું વધારે નુકસાન કરે છે અને તે કેવી રીતે વિગેરે બાબતો ધ્યાનમાં આવશે. અમારા યુવકમંડળે શ્રમની મહત્તા જાણવી ઘણી જરૂરની છે. કારણ, તેમ કરવાથી તેમનામાં ઉદ્યોગ, પરિશ્રમ, વ્યવસાય વગેરે સદ્‌ગુણોની વૃદ્ધિ થનાર છે.

બીજા લોકોના સદ્‌ગુણોથી આપણે આપણો ફાયદો કરી લેવા શિખવાની, અને આપણું દૌર્બલ્ય દૂર કરી દેશનો ઉદ્યોગ અને વ્યવસાય વધારવાની શક્તિ અમને આપવા માટે પરમેશ્વરની પ્રાર્થના કરીએ છીએ.

કાશી ક્ષેત્ર<br>૨૬-૧-૧૯૧૨

નમ્ર<br>સત્યદેવ.



# અમેરિકામાંના ગરીબ વિદ્યાર્થીઓ.

## પ્રકરણ ૧ લું.

### વર્તમાનપત્ર વેચનાર ૭ વરસનો બાળ.

હિંદુસ્થાનમાં સાંપ્રત શિક્ષણ પ્રસાર વિષે સર્વત્ર હાહાકાર થઇ રહ્યો છે. જ્યાંથી ત્યાંથી એવો સ્પષ્ટ ધ્વનિ સાંભળવામાં આવે છે કે, શિક્ષણનો પ્રસાર વધુ જોરથી થયા સિવાય આપણા દેશનું કલ્યાણ થવાનું નથી. આવી વખતે બીજા દેશોમાંની શિક્ષણ પદ્ધતીની સ્થિતિ કેવી છે એ જાણવું, તેમાં વળી અમેરિકાના ગરીબ વિદ્યાર્થીઓ વિદ્યાર્જન કેમ કરે છે વગેરે સમજવું ઘણું જરૂરનું છે. કારણ હિંદુસ્થાન એ એક ગરીબ દેશ છે, અને માટેજ અમેરિકામાંના ગરીબ વિદ્યાર્થીઓની સ્થિતિની માહીતી, આ દેશના લોકોને ઘણી ઉપયોગી થઇ પડશે.

અમારા દેશમાં પૂર્વાપારથી ચાલી આવેલી રૂઢી પ્રમાણે ગરીબ વિદ્યાર્થીઓ ભિક્ષા માગી વિદ્યાભ્યાસ કરે છે. કાશીમાં હજારો વિદ્યાર્થી એકી વખતે અન્નછત્રમાં ભોજન લઈ અર્ધા ભૂખા રહી સંસ્કૃતનું અધ્યયન કરે છે. પણ વિદ્યાધ્યયન પછી દેશસેવા કરી શકાય એવી તેમની શારિરીક તથા માનસિક શક્તિ હોતી નથી. બીજા ઉપર અવલંબી રહેનારા તથા ભિક્ષા

માગી વિદ્યાર્જન કરનારા વિદ્યાર્થીઓ તરફથી દેશનું થોડું પણ હીત થવાની આશા છે કે ? જેઓ પોતે પોતાનેજ મદદ કરી શકતા નથી, જેમને સ્વપાયા પર ઉભા રહેવાની શકિત નથી, પોતાનું કામ પોતેજ કેમ કરવું એ જેઓને શિખવવામાં આવતું નથી, એવા દુર્બલ લોકો તરફથી દેશોન્નતી જેવા મહાકાર્યની સફળતા માટે આશા રાખવી, એ રેતી ઉપર ભિંત બાંધવા સમાન છે. માણસનું જીવન એ એક પ્રકારના ઘોર યુદ્ધ જેવું છે. આ જીવન યુદ્ધરૂપી લડાઈની લડાઈઓ પોતેજ લડવા શિખવું જોઈએ. તેમ થવાથી અમારૂં શારિરીક, માનસિક અને આધ્યાત્મિક બળ વધે છે. જે લોકો પોતાની લડાઈઓ બીજા તરફથી લડાવે છે તે લોકો તથા જેઓ પારકા પર આશા રાખી પોતાનું કામ પુરૂં થવાની ઇચ્છા રાખે છે, તેઓ ભીરૂ હોય છે અને માનસિક વ્યાધીથી હંમેશાં ગ્રસ્ત રહે છે. અમારા વિદ્યાર્થીઓને સ્વાવલંબનનો ધડો શિખવવામાં આવતો નથી. અને આજ કારણથી આપણા લોકો સ્વતઃ પોતાના પાયા પર ઉભા રહેવાને અસમર્થ હોય છે. અમારી દૈનીક ગરજો સારનાર ઘણી ચીજો બહારથી આવે છે. પોતાનાં કામો કરવા માટે અમને બીજાનાં મોંઢાં જોવાં પડે છે. અમારામાં અમારૂંપણું નથી—રહ્યું નથી. ક્ષુલ્લક કાર્ય માટે અમોને બીજાની આર્જવ કરવાની હોય છે. અમારા આ દોર્બલ્યનું કારણ એ છે કે, અમારા લોકોને પ્રથમથીજ સ્વાવલંબનનો ધડો શિખવવામાં આવતો નથી. જરા ભારે પ્રસંગ અમારા પર આવ્યો કે અમો સુઝ વગરના થઇ જઇ ગભરાઈ જઇએ છીએ.

ગયા ઉનાળાના દિવસમાં હું મારા એક મિત્રને મળવા માટે બજનોર જીલ્લાના રામપુર નામના ગામમાં ગયો હતો. હાથી ઉપર

બેસી રામગંગાના કિનારાની બાજુએ ફરતા ફરતા અમો ગયા. આ વરસે વરસાદ સારો વરસ્યો ન હતો. રામગંગાના કિનારાપરનાં ખેતરો સુકાઇ ગયાં હતાં. નદીમાં પાણી પુષ્કળ હતું અને ગરીબ બિચારા ખેડુતો નાની નાની ડોલોમાં પાણી લાવી ખેતરોમાં સિંચતા હતા. તેઓની આવી સ્થિતિ જોઇને મને ઘણી દયા આવી. અમેરિકામાં આ રિતની અવસ્થા કદાપિ પણ નજરે ન પડશે. નજીકમાંજ મોટી નદી ભરપુર પાણીથી વહેતી હોવા છતાં, તેના કિનારા પરની ખેતીવાડી સુકાઇ જવી એ કેટલું બધું આશ્ચર્ય છે? કારણ જોવા જશો તો દેખીતુંજ છે. અમારા દેશના લોકો હજી પોતાની બુદ્ધિનો ઉપયોગ કેમ કરવો તે શિખ્યા નથી. થોડો વિકટ પ્રસંગ આવ્યો કે પ્રારબ્ધ પર ભરોસો રાખી સ્વસ્થ બેસી રહે છે. આ દેશમાં આટલા બધા પહાડો અને નદીનાળાં હોવા છતાં ખેતીની આવી નિકૃષ્ટ અવસ્થા થવાનું આજ કારણ છે. લોકોને યંત્રના ઉપયોગની ખબર નથી. અમેરિકામાં પંપની મદદથી એકદમ હજારો વિંઘા જમીનને જલદી પાણી પુરૂં પાડી શકાય છે. ત્યાંના લોકો ઉદ્યમશીલ, સાહસીક, અને સ્વાવલંબી છે. અમારા લોકો એથી ઉલટા છે. તેઓ પોતાની બુદ્ધિનો બિલકુલ ઉપયોગ કરતા નથી. વાડ વડિલોથી જે ચાલતું આવ્યું છે તેજ પ્રમાણે–એટલે તેમનાજ ચાલેલા રસ્તે તેઓ દોરાય છે. એમાં સુધારણા કરવાનું નામ પણ આપણા લોકો કાઢતા નથી.

નિશાળના શિક્ષકો એટલું તો સારી પેઠે જાણે છે કે, જે વિદ્યાર્થી પોતાનો પ્રશ્ન પોતેજ છોડવવાનો પ્રયત્ન ન કરતાં બીજાની નકલ કરે છે તે, આખર તુચ્છ કામનો નીવડે છે. તેની બુદ્ધિ વધતી નથી, તેનો

આચાર સુધરતો નથી, કિંવા તેનામાં મનુષ્યત્ત્વ આવતું નથી. ભિક્ષાવૃત્તિ ઉપર જેનો સર્વ આધાર રહેલ છે એવુંજ શિક્ષણ અમો અમારી સંતતીને આપીએ છીએ. અમેરિકાના એક છોકરાનું ઉદાહરણ આપી આ દૃષ્ટાંત હું વધુ સ્પષ્ટ કરવા ધારૂં છું.

જ્યારે શિએટલ ગામમાં હું હતો ત્યારે એક દિવસ પત્ર લાવવા હું પોસ્ટ ઓફિસમાં ગયો. ત્યાંથી પાછા આવતાં રસ્તામાં એક છ વર્ષના બાળકને વર્તમાનપત્ર વેચતો મેં જોયો. હું જ્યારે તેની નજીકથી જવા લાગ્યો ત્યારે તે બોલ્યો:—

"મિસ્ટર, આપ આ વર્તમાનપત્ર વેચાતું લેશો કે?" 'ના.' 'મને પત્ર જોઇતું નથી.' મેં શાંતપણે કહ્યું. "માત્ર એક પૈસો, અધિક નથી!" મધુર સ્વરથી તે છોકરો બોલ્યો.

'ના.' મને વર્તમાન પત્રની બિલકુલ જરૂર નથી. મેં ફરીથી કહ્યું.

તે ઉપરથી "મહેરબાની કરી લો!" એક પૈસાની બિસાત નથી." એમ તે છોકરાનો આગ્રહ જોઈ મેં ખિસામાંથી પૈસો કાઢી પત્ર લઇ તેને પુછ્યું "છોકરા, શું ત્હારો બાપ ગરીબ છે?"

છોકરાએ આશ્ચર્યચકિત થઇ મારા તરફ જોયું અને પુછ્યું "આપે આ પ્રશ્ન કેમ કર્યો?"

"કારણ, તું વર્તમાનપત્રો વેચે છે." મેં કહ્યું. જે ઉપરથી બાળક બોલ્યો "શું વર્તમાનપત્રો વેચનાર બાળકોના પિતાઓ ગરીબ હોય છે?"

"ના, તેમ નથી." "મેં હસીને જવાબ આપ્યો. મારો પુછવાનો ભાવાર્થ એવો છે કે, તારૂં વય નાનું છે અને અત્યારથી તુ પત્ર વેચી પૈસા કમાવવા લાગ્યો છે."

ઘણોજ દુઃખી થઇ તે છોકરાએ મારા તરફ જોયું અને મોટા આવેશથી બોલ્યો " અહો મિસ્ટર, મારો બાપ ગરીબ નથી. પણ બાપના આશ્રય ઉપર અવલંબી રહેવું મને પસંદ નથી. મેં મારા શરીર ઉપરનાં કપડાં જાતમહેનતથી ખરીદેલાં છે, અને મને જોઇતો ખર્ચ હું જાતે ઉદ્યોગ કરી મેળવું છું." "**બેંકમાં મારા પચાશ ડૉલર જમા છે.**"

તે બાળકના આ શબ્દોથી મારા મન પર ઘણી અસર થઇ. મેં મન સાથે વિચાર કર્યો કે, જુવો! આ અમેરિકાનો છ વર્ષનો છોકરો પોતાનું જીવન સ્વતંત્રપણે ગુજારે છે. તેને કોઇની પણ પર્વા નથી. આપણે માનવ છીએ, પરમાત્માએ આપણને હાથ, પગ વગેરે આપ્યું છે અને એમનો ઉપયોગ કેમ કરવો તે એ સારી રીતે જાણે છે.

અમેરિકા પ્રમાણેજ અમારો પણ એક દેશ છે. પરંતુ આ દેશમાં છ વર્ષના છોકરાને પોતાનું મોં ધોવાની તથા નાક સાફ કરવાની પણ અક્કલ હોતી નથી. છ વર્ષનો છોકરો હો, કે શાળા વા કૉલેજોમાં ભણતા અમારા પ્રૌઢ વિદ્યાર્થીઓ હો, તે સર્વ પોતપોતાના માબાપ અગર આપ્તઇષ્ટોપર અવલંબી રહી વિદ્યાભ્યાસ કરે છે. એકાદ મહીનો તેમને તેમનો ખર્ચ મળ્યો નહી કે તેમનું લખવું વાંચવું વગેરે સર્વ અભ્યાસ બંધ પડે છે! માબાપને છોકરાંને ભણાવવાનું સામર્થ્ય ન હોય કે છોકરાં અભણ રહે છે. થોડુંઘણું જો કોઇ ભણે તો તે ભિક્ષા માગી શિખે છે. આનું પરિણામ એ આવે છે કે તેમને પોતાના આયુષ્યમાં જીવન સંગ્રામની તૈયારી કરવાની તક મળતી નથી, તેમનો પોતાનોજ પોતા ઉપર ભરોસો હોતો નથી. વળી તેઓ પોતાને હાથે કંઇ કર્તબગારી કરી શકશે, એની તેમને ખાત્રી હોતી નથી, કારણ તેઓ તેઓનાં કાર્યો પોતેજ કરી લેવાની ટેવ કે આદત પાડી લેતા નથી.

## પ્રકરણ ૨ જું.

### ડોરાન.

જ્યારે હું શિકાગો વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો ત્યારે ત્યાં ડોરાન નામનો એક છોકરો વિદ્યાભ્યાસ કરવા માટે આવ્યો. તેની પાસે ફક્ત બાર આનાના પૈસા હતા. શિકાગો શહેરમાં ડગલે ડગલે ખર્ચ કરવા માટે ઓછામાં ઓછો રૂપીઓ તો જોઇએજ. એક ડબલ રોટીના અઢી આના પડે છે. આઠ આના સિવાય હજામત થતી નથી. જો બાલ કાપવાના હોય તો ઓછામાં ઓછો દોઢ રૂપીઓ જોઇએ. આવા ખર્ચવાળા શહેરમાં તે છોકરો ફક્ત બાર આના લઇ વિદ્યાભ્યાસ કરવા આવ્યો. અમેરિકાના વિશ્વવિદ્યાલયોમાં નોકરી કે કામ દેખાડનાર એક ખાતું હોય છે, તેને અંગ્રેજીમાં Employment Bureau એમ કહે છે. ડોરાને ત્યાં જઇ તપાસ કીધી. તે ખાતાના અધ્યક્ષે પુછ્યું—"વીશીમાં વાસણ સાફ કરવાનું કામ તું કરશે?" ડોરાન ઘણો ચાલાક અને હુશીઆર છોકરો હતો. તેણે તરતજ જવાબ આપ્યો કે "હું કોઇપણ પ્રકારનું જે તમે કહો તે કામ કરવાને તૈયાર છું."

અધ્યક્ષ ઘણો ખુશી થયો. તેણે ડોરાનની પીઠ થબેડી શાબાશી આપી. તે દીવસથી દર મહીને ૬૦ રૂપીઆનો પગાર અને ભોજન, એવી સરતથી દરરોજ વીશીમાં વાસણ સાફ કરવા લાગ્યો. ચાર બરસ સુધી તે વીર બાળક શિકાગો વિશ્વવિદ્યાલયમાં રહ્યો. ઘરથી

તેણે એક પૈસો પણ મંગાવ્યો નહીં. પોતે મહેનત મજુરી કરી અડચણો વેઠી તેણે અભ્યાસ પુરો કર્યો, અને બી. એ. ની પદવીનું માન મેળવી સધામ ગયો.

આ છોકરો, અને અમારા અહીંના યુવાન છોકરાઓ વચ્ચે, કેટલું અંતર છે તે વિચારવા લાયક છે. ચાર વર્ષના પરિશ્રમથી ડૉશાન મનુષ્ય એટલે મર્દ બન્યો. પોતાનો નિર્વાહ પોતાની હિંમત ઉપર કેમ કરવો તે, તે બરાબર સમજ્યો. મહેનત મજુરીથી તેના હાથ પાય મજબુત, શરીર પુષ્ટ અને સુંદર બન્યું. સ્વાવલંબી વર્તણુકથી રહેનારો તે યુવક સંસારના ભારે પ્રસંગો વિષે નિષ્કામજીવાન બન્યો. કોઇપણ પ્રકારના સંકટનો ભય તેને રહ્યો નહીં. કસાઇ કસાઇ મજબુત બનેલા મલ્લ માફક તે છોકરો હરેક પ્રકારનાં દુઃખો સાથે ઝુંઝવાને તૈયાર બન્યો. અમારા તરૂણો શાળામાંથી કે કૉલેજમાં જો કે વિદ્યાભ્યાસ કરી બહાર પડે છે તો પણ, તેમને પોતાના મા બાપને શરણે જવું પડે છે, અને તેઓના પરજ આધાર રાખવો પડે છે, તેઓ તેઓનો નિર્વાહ પોતેજ કરી શકતા નથી, બલકે તેમને આવડતો નથી. નોકરી માટે તેઓ તેઓના જોડાની ધુળ કરે છે. કોઈ ઠેકાણે કોઇની ખુશામત, તો કોઇ ઠેકાણે આજીજી; કોઈ ઠેકાણે નમ્ર તો કોઇ ઠેકાણે અતિ આજ્ઞાધારક નોકર બની તેઓ નોકરીની શોધમાં ફરે છે. આટલું કરવા છતાં પણ ઘણાને સફળતા મળતી નથી. પ્રથમ કૉલેજમાં અભ્યાસ કરે છે ત્યારે કરજનો બોજો પોતાનાં માબાપ પર નાંખે છે. વિદ્યાભ્યાસ કરી બહાર પડયા બાદ પણ તેઓ તેઓનો નિર્વાહ કરી શકતા નથી. તેમનું શરીર દુર્બલ, નેત્ર કમતાકાદી અને અંગ વ્યાધિગ્રસ્ત બનેલાં હોય છે.

અમારા દેશના અને અમેરિકા દેશના યુવાનો વચ્ચે કેટલો બધો તફાવત છે વારુ?

શિકાગો શહેરમાં જ્યારે હું ૧૯૦૬ માં ગયો ત્યારે મારી પાસે ૧૫૦ રૂ. હતા. ત્યાં ગયા પછી તરતજ મેં વિશ્વવિદ્યાલયમાં દાખલ થઇ અભ્યાસ શરૂ કર્યો. એ વિદ્યાલયમાં ક્વૉર્ટર સિસ્ટીમની–ત્રિમાસીક પદ્ધતિ છે. પ્રત્યેક ત્રણ માસે ટાઇમટેબલ (વેળાપત્રક) બદલાય છે. ત્રણ મહીના ચાલે એટલી મારી પાસે ખર્ચની રકમ હતી, જેથી બે ફિકર થઇ હું મારા કામે વળગ્યો. વિશ્વવિદ્યાલયની વાર્ષિક ફી સાડી ચારસેં રૂપીઆ છે. પરંતુ વિદ્યાલયના પ્રેસિડંટની મહેરબાનીથી મારી ફી માફ કરવામાં આવી. ૧૫૦ રૂ. થી મેં મારૂં કામ શરૂ કર્યું ખરૂં, પરંતુ એ રકમ પુરી થયા બાદ મારો નિર્વાહ કેમ ચાલશે વગેરે ભવિષ્યનો વિચાર મેં કદિ કર્યો નહીં. મારા સંસ્કારો હિંદી હોવાથી હું નસીબના ભરોસાપર રહયો. મનમાંજ ધારી રાખ્યું કે આ રૂપીઆ પુરા થયા બાદ ઇશ્વર કોઇપણ પ્રકારે કાર્ય સિદ્ધ કરશે. અને ઉદ્યોગ વિના હું સ્વસ્થ રહયો. જેમ જેમ મહીના પુરા થતા ગયા તેમ તેમ રૂપીઆ પણ પુરા થતા ગયા, અને હું મોટી કાળજીમાં પડયો જ્યાં ત્યાં ફરી મેં નોકરીની શોધ કરવા માંડી, પણ કાંઇ વળ્યું નહીં. એક દિવસે મારા મિત્રે મને, નોકરી દેખાડનારની કચેરી-માં જઈ તપાસ કરવા ફરમાવ્યું, જેથી હું તેના અધ્યક્ષને મળવા ગયો.

મને જોઈ અધ્યક્ષ બોલ્યો—"શું આપ વીશીમાં વાસણ ધોવાનું કામ કરી શકશો?"

ઉપલા શબ્દો મારા કાનપર વજ્ર જેવા પડયા! હું માથું ખંજવાળી મનમાંજ વિચાર કરવા લાગ્યો કે, મારા વંશમાં કોઇએ

આવું કામ કર્યું નથી. પ્રત્યુત્તર ન મલવાથી અને વિચારમુઢ થયેલો મને જોઈ અધ્યક્ષ હસીને બોલ્યો—"તમારા દેશમાં વાસણ ધોનાર માણસોનો વર્ણ જુદો છે શું?"

"હા, સાહેબ" મેં ધીરજથી કહ્યું.

"તમારે હવે અમેરિકામાં સર્વ પ્રકારની મજુરીપર—કામોપર પ્રેમ કરતાં શિખવું જોઇએ."

હું, કાંઈ પણ જવાબ આપ્યા સિવાય, ખોલી તરફ પાછો વળ્યો અને એ દિવસ પણ આ બાબતને થઈ ગયા.

કોઇએ મારી પડપૂછ કીધી નહીં. મારા પેટમાં બિલાડાં બોલવા લાગ્યાં, અને ફરીથી હું તે અધ્યક્ષ પાસે ગયો. મને જોઈ કિંચિત્ તે હસ્યો. મેં ફરીથી જ્યારે નોકરી વિષે પુછ્યું ત્યારે તેઓશ્રીએ મને ઘણાજ હેતથી મજુરીની મહત્તા સમજાવી અને વીશામાં કામ કરવા મને મોકલી આપ્યો.



# પ્રકરણ ૩ જું.

## વ્યવહારિક ધર્મની દીક્ષા.

સંધ્યાકાળનો સમય. લોકો વીશીમાં આવ જા કરતા હતા. વીશીની માલકીણ સર્વ કામપર સ્વતઃ દેખરેખ રાખતી હતી. રસોડાની પાસે આવેલી એક ખોલીમાં એક નાની પાણી ભરવાની કોઠી હતી. તેમાં એક ઠંડા પાણીનો અને એક ગરમ પાણીનો એવા બે નળો હતા. તેમની પાસે એક ઉંચી જગ્યા વાસણ ધોવા માટે રાખવામાં આવી હતી. ત્યાં ઉભો રહી હું વાણુસ ધોતો હતો. નોકર લોકો વાસણો લાવી ત્યાં મૂકતા હતા. એક મોટા વાસણમાં સાબુ તથા ગરમ પાણી હતું. તેમાં બધાં વાસણો ધોઈ હું બહાર કાઢતો, અને પાસેજ એક ગરમ પાણીનો હાંડો હતો. જેમાં વાસણો ફરીથી ધોઇ નાંખી કપડાંવતી સાફ કરી કબાટમાં મુકવાનો મારો રિવાજ હતો.

તે સાંજ હું કદાપિ પણ ભુલી જઇશ નહીં. તે દિવસે મેં વ્યવહારીક ધર્મની નિશાળમાં પ્રવેશ કર્યો. મારી આંખો હવે ઉઘડી. ધર્મ ધર્મ એવી વ્યર્થ બૂમો મારવાથી કોઇ ધાર્મિક બનતું નથી. ધર્મનો સંબંધ માણુસના વ્યવહાર સાથે અને જીવન સાથે રહેલો છે એ મને સમજાવા લાગ્યું. **મજુરી ગમે તે પ્રકારની હો, જો તે ઇમાન ઇતબારથી કરવામાં આવે તો તે કરનાર માણુસ નીચ ગણાતો નથી.**

જે લોકો બીજાઓએ કમાએલું ધન ઉડાવી, તેના જોરપર

પોતાની ઉંચી વર્ણના સમજે છે તે ખરેખરજ નીચ કહેવાય છે. વાસણ માંજી સાફ કરનાર મજુરોને જે લોકો નીચ અને નિંદ્ય માને છે, તેઓ ખરેખરજ નિર્લજ્જ હોય છે. કામ કે મજુરી, કોઈપણ માણસને નીચ બનાવી શકતાં નથી. જેનું અંતઃકરણ મેલું હોય છે, તે પોતાને સર્વથી મોટો એવી મગરૂબી ધરાવે છે, જે ઇશ્વરનાં છૈયાંને અસ્પર્શ સમજે છે તે નીચ હોય છે.

શું હું તે સાંજ ભૂલી જઇશ ? ના, કદાપિ પણ નહીં. તેજ સાંજે મને મજુરીની મહત્તા જણાઈ આવી. મારામાં રહેલો ઉંચી વર્ણનો ખોટો મદ મેં ત્યજી દીધો. મારા દેશના મજુર વર્ગોપર હું હવે પ્રેમ ધરાવવા લાગ્યો, અને તેઓના કલ્યાણ માટે હું યથાશક્તિ પ્રયત્ન કરીશ. એવી પ્રતિજ્ઞા મેં કૃપાળુ પરમેશ્વર સમક્ષ કરી દીધી.

ચાર પાંચ દિવસ પછી મારા એક અધ્યાપકે મને પુસ્તકાલયમાં કામ કરવાનું સોંપ્યું. કબાટોમાંથી પુસ્તકો બહાર કાઢવાં, તેમના ઉપરની ધુળ સાફ કરવી, કપડાંથી લુછી સાફ કરી પાછાં કબાટોમાં ગોઠવવાં, વગેરે કામ ત્યાં કરવાનું હતું. એના બદલામાં મજુરીના મને સાડા સાત રૂપીઆ મળતા હતા. દશ દિવસ આ કામ કર્યા બાદ મારો નિર્વાહ સારી રીતે ચાલવા લાગ્યો.

આ ઠેકાણે ધ્યાનમાં રાખવા યોગ્ય બાબત એ છે કે, જો મેં મને સોંપવામાં આવેલું પ્રથમનું કામ કર્યું ન હોત તો, મને બીજું આ કામ સોંપવાનાં ન આવત. અમેરિકાના લોકો મજુરીનું મહત્વ સારી રીતે સમજે છે, અને તેમની સમજ સર્વાંશે ખરી છે.

કારણ જે કંઇ દ્રવ્ય પેદા થઇ શકે છે—કરી શકાય છે તે બધું મજુરીથીજ થાય છે. મજુરીને જે લોકો નીચ અને નિંદ્ય સમજે

છે તેમને અમેરિકાના લોકો પાપી અને પતીત માને છે. આ તેઓનું માનવું સત્ય છે. જે દેશના લોકો મજુરીને નિંદ્ય સમજે છે તે દેશના લોકો ઉદ્યોગી, સાહસીક, અને વ્યવસાયી બની શકતા નથી. અમેરિકાની ઉન્નતીનું એક મુખ્ય આજ છે કે તે લોકો મજુરીને કમી મહત્વની સમજતા નથી. પરમેશ્વરે કામ કરવા માટે હાથ પગ આપ્યા છે. શ્રમ કરવાથી તે ઘસાતા નથી, એટલુંજ નહી, પણ ઉલટા મજબુત અને દેખાવડા બને છે. આપણા દેશમાં મજુરોને નિંદ્ય માનવામાં આવે છે અને આજ આપણા દેશની અવનતીનું કારણ છે.

અમેરિકાનાં વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ નાના તરેહનાં કામો કરી પૈસા મેળવે છે. ઘણા ખરા વિદ્યાર્થીઓ ઘરો ગરમ રાખવાનું કામ કરે છે. અમેરિકા એ ઠંડો દેશ છે. શિયાળાના દિવસમાં ત્યાં ઘણો બરફ પડે છે. ઘરોના તળઘરોમાં મોટ મોટી ભઠ્ઠીઓ પેટવેલી રહે છે, અને તે વડે ઘરો ગરમ રાખવામાં આવે છે. એક વખત મારે પણ આ કામ કરવું પડયું હતું.

ઘર નીચેના તળઘરમાં એક ભલી મોટી ભઠ્ઠી હોય છે, તેમાં કોલસા બાળવામાં આવે છે. સવારમાં પાંચ વાગ્યાથી તેમાં આગ પેટવવામાં આવે છે. ભઠ્ઠીને મોટમોટા નળો હોય છે, અને તેઓનો સંબંધ ઘરની ખોલીઓ સાથે રાખવામાં આવે છે. હવા આવ જા કરવા માટે એક મોટું બાકું રાખવામાં આવે છે. બહારની ઠંડી હવા બાકાંદ્વારે ભઠ્ઠીમાં જઇ ત્યાં ગરમ બની, નળદ્વારે ખોલીઓમાં પહોંચે છે અને સર્વ ખોલીઓને સરખી ઉષ્ણતા મળે છે. બહાર ગમે એટલો બરફ પડતો હોય તો પણ ખોલીમા માણસ કપડાં કાઢી બેસી શકે છે. બે ત્રણ કલાક કામ કરી વિદ્યાર્થીઓ પોતાનો ભોજન ખર્ચ તેમજ રહેવાનો ખર્ચ પણ પેદા કરે છે. વળી કેટલાંક ઘરો તેઓને સાફ પણ કરવાં પડે છે.

આ સિવાય બીજાં ઘણાં કામો વિદ્યાર્થીઓ કરે છે. ઘણા વિદ્યાર્થીઓ દર શનિવારે મોટમોટી દુકાનોમાં ગુમાસ્તાનું કામ કરે છે. શનિવારે દુકાનોમાં ભારે ગરદી થાય છે. તે દિવસે મજુર લોકોને પગાર આપવામાં આવે છે. દુકાનદારોને કામ કરનાર માણસોની તે દિવસે ઘણી જરૂર હોય છે. એક દિવસ કામ કરી વિદ્યાર્થીઓ નવ દશ રૂપીઆ કમાય છે. અને મહીનામાં ચાર શનિવાર આ પ્રમાણે તેઓ કામ કરે છે. કેટલાક વિદ્યાર્થીઓ રેલ્વે કંપનીમાં કામ કરે છે, અને કેટલાક તો જાહીરાતો કે નૉટીસો વહેંચી પૈસા મેળવે છે. ધારો કે એક માણસે કાપડની નવી દુકાન ઉઘાડી. જેથી તેને પોતાની જાહીરાતો વહેંચવાની જરૂર છે, અને દિવસના છ રૂપીઆ લઇ વિદ્યાર્થીઓ શનીવારે કે રવીવારે અગર કોઇ સવડની વેળાએ આ કામ કરે છે. જાહીરાતો લઇ તેઓ ઘેરઘેર ફરે છે અને દરેક ઘરની ટપાલોમાં એક એક જાહીરાત નાંખે છે; આ રીતે નવી દુકાનની ખબર સર્વને પહોંચાડવામાં આવે છે.

વળી કેટલાક વિદ્યાર્થીઓ કચેરીમાં કારકુનનું કામ કરે છે. ત્યાં તેઓ ચાર પાંચ કલાક સુધી કામ કરી મહીનામાં ૨૫) થી ૩૦) રૂપીઆ કમાય છે. કેટલાકો ટાઇપ રાઇટીંગનું યંત્ર ખરીદી તેનાથી કામ કરી પૈસા કમાય છે.

આવી રીતે નાનું મોટું કામ કરી, વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ પોતાના નિર્વાહ પુરતા પૈસા મેળવી વિદ્યાભ્યાસ કરે છે.

---

## પ્રકરણ ૪ થું.

## અમેરિકામાં શિક્ષણની સગવડો.

હવે અમેરિકામાં શિક્ષણની શું શું સગવડો કરવામાં આવી છે તે કહેવાની જરૂર છે. દરેક સંસ્થાનની સરકાર તરફથી એક મોટું વિશ્વવિદ્યાલય અને એક કૃષિવિદ્યાલય ઉઘાડવામાં આવેલું હોય છે. કેટલાંક સંસ્થાનોમાં તો એકથી વધુ વિદ્યાલયો છે, અને ત્યાં વિદ્યાર્થીઓ સાહિત્ય, ભૌતિકશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર વગેરેનું અધ્યયન કરે છે. એ વિદ્યાલયોમાં ઘણી થોડી ફી લેવામાં આવે છે, પરંતુ વિદ્યાર્થીઓને ઉંચામાં ઉંચું શિક્ષણ અહીંજ મળે છે. દરેક વિદ્યાલયમાં લાખો રૂપીઆ ખરચી શિક્ષણ વિષયક સર્વ સામાનનો સંગ્રહ કરવામાં આવેલો હોય છે. સંસ્થાનનાં વિદ્યાલયોમાં વેળાના વિભાગ છમાસીક પદ્ધતિના હોય છે.

વિશ્વવિદ્યાલયનું વર્ષ સપ્ટેંબરથી શરૂ થાય છે, અને જાનેવારીની આખરે અર્ધા વર્ષનું શિક્ષણ પુરૂં થાય છે. વિદ્યાર્થીઓએ જે જે વિષયો શિખવા હોય તે તે વિષયો તેમની મરજી પ્રમાણે શિખી શકાય છે. અર્ધા વરસ પછી જો તેમને વિદ્યાલય છોડવાની જરૂર પડે તો, તેમ કરવાનો પ્રતિબંધ હોતો નથી, કારણ ઘણા વિદ્યાર્થીઓ પોતાના બાહુબળથી ધન મેળવી વિદ્યાભ્યાસ કરે છે. પાસેની સિલક ખુટવા આવે કે તેમને વિદ્યાલય છોડવાની જરૂર પડે છે. પ્રવેશ પરીક્ષા સુધી સર્વને મફત શિક્ષણ આપવામાં આવે છે. પરંતુ વિશ્વવિદ્યાલ-

ચમાં ફી આપવી પડે છે. કોઇ ઠેકાણે થોડી, તો કોઈ ઠેકાણે વધારે પ્રમાણમાં ફી આપવી પડે છે, પરંતુ વિદ્યાર્થીઓને તેમને બોજારૂપ થઈ પડે એટલી ફી તેમના શિક્ષણ માટે હોતી નથી. તે દેશને **'युनाइटेड स्टेटस ऑफ अमेरीका'**—અમેરીકાનાં સંયુકત સંસ્થાનો કહેવામાં આવે છે. એ સંસ્થાનો આશરે તેર ચૌદ છે. પ્રત્યેક સંસ્થાન પોતાના વિશ્વવિદ્યાલય માટે અને વિદ્યાર્થીઓ માટે વધારે છુટ આપે છે.

**કોઇપણ બાળક અગર બાલિકાએ શિક્ષણ સિવાય નજ રહેવું એજ તેમનું તત્વ છે.**

આ સંસ્થાનના શિક્ષણ પદ્ધતિની વાત થઈ. હવે અમેરિકાના શ્રીમંત લોકોની કિર્તી સાંભળો. અમેરીકાના કેટલાક ધનવાન ગ્રહસ્થો એ પણ કેટલાંક વિદ્યાલયો સ્થાપન કરેલાં છે. એમાંની હારવર્ડ, કોલંબીયા, શિકાગો, જોન હાપકિન્સ, યેલ, સ્ટાંફર્ડ વગેરે ઠેકાણેની વિદ્યાલયો સુપ્રસિદ્ધ છે. એ વિદ્યાલયોમાં જો કે ફી વધુ પ્રમાણમાં હોય છે તો પણ ગરીબ વિદ્યાર્થીઓને માફી આપવામાં આવે છે. દરેક મોટા શહેરોમાં રાત્રીની નિશાળો હોય છે. ત્યાં મજુર લોકો અધ્યયન કરે છે. કેટલેક ઠેકાણે ટેકનીકલ કોલેજો (ઔદ્યોગિક સંસ્થાઓ) કે યુનીવ્હરસીટીઓ સ્થાપવામાં આવેલી છે. અને અહીં વિદ્યાર્થીઓ થોડા ખરચમાં કળાકૌશલ્યનું પ્રજ્ઞાન મેળવે છે. કાર્નેજીની પ્રસિદ્ધ વિશ્વવિદ્યાલયમાં થોડી ફી લઇ વિદ્યાર્થીઓને કળા કૌશલ્ય શિખવવામાં આવે છે. વયોવૃદ્ધ વિદ્યાર્થીઓ પણ વિશ્વવિદ્યાલયમાં અધ્યયન કરી શકે છે. શિકાગો વિશ્વવિદ્યાલયમાં એક ૫૦ વર્ષનો વિદ્યાર્થી એમ. એ. ની તૈયારી કરતો હતો, અને તેની સ્ત્રી

પણ તેની સાથેજ ભણતી હતી. જો કોઇ વિદ્યાર્થીઓ અમૂકજ વિષયો પુરતા કાચા હોય, તો તેઓ તેજ વિષયો પુરતા વિદ્યાર્થી બની તે વિષયો પુરા કરે છે. કહેવાનો ભાવાર્થ એટલોજ કે અમેરિકાના લોકોને શિક્ષણનું મહત્વ ઘણી સારી રીતે સમજાયું છે. સર્વ સાધારણ માણસોમાં, બની શકે તેટલો, શિક્ષણનો વધુ ફેલાવો કરવાનો તેમનો પ્રયત્ન ચાલુજ છે.

હવે ત્યાંની પરીક્ષાઓ તરફ વળીએ. જે જે વિશ્વવિદ્યાલયોમાં ત્રણ ત્રણ મહીનાની ટર્મ હોય છે, ત્યાં ત્રણ મહીના પછીજ પરીક્ષા લેવામાં આવે છે. એ પરીક્ષાને અનુસરી વિદ્યાર્થીઓને નંબર આપવામાં આવે છે. જે વિદ્યાર્થીઓ પાસે આખા વરસનો ખર્ચ ન હોય તે, ત્રણ મહીનાનો અભ્યાસ પુરો કરી, પરીક્ષા આપી, ચાલી જાય છે. તેમની પાસે પૈસા ભેગા થયા કે પાછા આવી આગળ અધ્યયન શરૂ કરે છે. જો કદાચ, તેઓ વરસ અર્ધું વરસ મોડા આવે તો પણ ચાલી શકે છે. આથી એટલુંજ માત્ર થવા પામે છે કે પૈસા પાસે ન હોય તો ડીગ્રી-પદવી મેળવવાને છ સાત વર્ષનો વખત જરૂરનો છે. જે વિશ્વવિદ્યાલયોમાં ત્રણ મહીનાની ટર્મ ન હોય ત્યાં છ મહીને પરીક્ષા લેવામાં આવે છે. એકાદ વિષયમાં જો વિદ્યાર્થી નાપાસ થાય તો, મહીને દોઢ મહીને તેની તેજ વિષયની પાછી પરીક્ષા લેવામાં આવે છે. વિદ્યાર્થી એકાદ વિષયમાં જો ઘણો કાચો હોય તોજ નિરૂપયોગી બની તેને તે વિષય આરંભથી લેવો પડે છે. મતલબ એટલીજ કે અમેરિકામાં શિક્ષણની સર્વ પ્રકારની સગવડો કરવામાં આવેલી છે. કારણ શિક્ષણ સિવાય મનુષ્ય પશુ સમાન છે, એવું તેમનું દ્રઢ માનવું છે.

હું જ્યારે અમેરિકામાં ભ્રમણ કરવા નીકળ્યો ત્યારે, અમેરિકાના ગામડાઓમાં શિક્ષણની વ્યવસ્થા કેવી કરવામાં આવી છે તે જોવાનો મને ઘણો શોખ હતો. નાના નાના ગામડામાં પણ સાંપ્રતની જરૂર પ્રમાણે નિશાળો સ્થાપન કરવામાં આવેલી જોઈ મને ઘણી નવાઈ લાગી- **જ્યાં દશ ઘરો હોય ત્યાં એક સારી નિશાળતો હોયજ.** કૅલિફોર્નિયાના દક્ષિણ ભાગમાં રેડલેન્ડસ નામનો એક સુંદર કસ્બો છે. આ કસ્બામાં મેં એક વ્યાખ્યાન આપ્યું હતું. ત્યાંની હાઈસ્કૂલના સર્વ વિદ્યાર્થીઓ સામે, મોટા દિવાનખાનાના પ્લેટફોર્મ પર હું જ્યારે બોલવા ઉભો રહ્યો, અને મારી સામે જ્યારે મેં સુંદર નિરોગી બાલ બાલિકાઓ, છોકરા છોકરીઓ જોયાં, ત્યારે મારૂં હૃદય ભરાઈ આવ્યું. મારા મનમાં એમ આવ્યું કે, આ દેશમાં છોકરા છોકરીઓ માટે શિક્ષણની કેટલી બધી ઉત્તમ સગવડ કરવામાં આવી છે—અને અમારા અભાગી આર્ય ભરતખંડમાં અવિદ્યાના અંધકારમાં લાખો છોકરાં પડેલાં છે—કીડાની માફક ઉત્પન્ન થઈ મરે છે. જીવન એ શું વસ્તુ છે, એની તેમને કશી ગંધ પણ હોતી નથી.

**જીવન સુખનો સ્વાદ ચાખવા સમર્થ બનાવનાર પ્રમુખ સાધન શિક્ષણ એજ છે.**



# પ્રકરણ ૫ મું.

## વિદ્યાર્થીઓના પરિશ્રમો.

વાંચકવૃંદ! સાંભળો! હું હવે તમને અમેરિકાના ગરીબ વિદ્યાર્થીઓના પરિશ્રમોની કહાણી કહું છું. આપણા દેશમાં ગ્રીષ્મ ઋતુમાં કામ કરવું ભારે કઠણ લાગે છે, અમેરિકામાં વિદ્યાર્થીઓ એ ઋતુમાં કામ કરી પૈસા પેદા કરે છે. આજ ઋતુમાં વિદ્યાર્થીઓ પોતાનો વરસનો ખર્ચ પેદા કરી કાઢે છે. ગરમીના દિવસમાં ચારે બાજુથી કામની ભીડ વધે છે. ખેડુત લોકોને એક ક્ષણની પણ ફુરસદ હોતી નથી. હંગામ કે મોસમના દિવસોમાં મજુરોને મજુરી ના નવ રૂપીઆ આપવામાં આવે છે. થંડીના દિવસમાં ત્યાં બરફ પડે છે. તે પર્વત, જંગલ, પહાડો વગેરે સર્વ બરફથી છવાય જાય છે. અને એ દિવસોમાં જંગલ, પહાડ વગેરે ઠેકાણેથી લાકડાં કાડનાર લોકો આવી શકતા નથી. ઘણાએક પ્રાંતોમાં તો નદીઓ પણ ગોઠાઇ જાય છે. આથી શિયાળાના દિવસમાં શહેર સિવાય બહાર ઘણુંજ ઓછું કામ હોય છે. ઊનાળાના દિવસમાં બરફ પિગળી જઇ રસ્તા છુટા અને સ્વચ્છ બને છે; નદીઓ વહેવા માંડે છે. ચારે તરફથી કામની ધાંધલ શરૂ થાય છે. શોધ્યું મજુર મળવું મુસ્કેલ થઇ પડે છે. વર્તમાન પત્રો "જોઇએ છે" વગેરે જાહીરાતોથી ભરેલાં હોય છે. નોકરી અપાવનાર કારખાનામાં એક સરખો ટેલીફોન ચાલુજ હોય છે. કહેવાનો ભાવાર્થ એટલોજ કે, ગ્રીષ્મ ઋતુમાં અમેરિકામાં

જાણે વરસાદ પૈસાનોજ વરસે છે. જે કોઇ મહેનત મજુરી કરે છે તે એટલો તો પૈસો પેદા કરે છે કે, આખું વરસ તેને ઘેરબેઠા ખાવાની અડચણ નથી. વિદ્યાર્થીઓ ગ્રીષ્મ ઋતુ શરૂ થતાંજ પોતપોતા માટે નોકરી ની શોધ એક બે મહીના અગાઉજ કરે છે. જૂન, જુલાઇ, ઓગસ્ટ અને સપ્ટેંબર એ ચાર મહીનામાં વિદ્યાર્થી એટલા બધા પૈસા પેદા કરે છે કે, તેમને આખા વરસનો ખરચ સારી રીતે પુરે છે.

પરંતુ ઉક્ત સર્વ બાબતો માટે તેમનો પહેલેથીજ અભ્યાસ હોવો જોઇએ. મને મારી તે વખતની સ્થિતિ સારી રીતે યાદ આવે છે. અમેરિકામાં પહેલે વરસે મને ખેતરમાં કામ કરવું પડયું હતું, તે વખતે મારૂં કામ એક સાધારણ મજુર કરતાં પણ ઓછું થતું હતું. સોળ વરસના છોકરા પણ મારાથી વધુ કામ કરતા. એક વખતે એક ખેતરના માલીકે મને નવું કામ સોંપ્યું. ઘઉંથી ભરેલી એક ગાડી રસ્તા ઉપર ઉભી હતી; ત્યાંથી તે ઘઉં એક ખોલીમાં ભરવાના હતા. આ કામ પાવડાથી કરવાનું હતું. ગાડા ઉપર ઉભા રહી પાવડાથી તે ઘઉં, ખોલીમાં જે એક ચોરસ બાકું રાખવામાં આવ્યું હતું તેમાંથી અંદર ભરવાના હતા. મેં આવું કામ કદિ પણ કર્યું નહતું. પાવડાથી જ્યારે મેં ઘઉં ખોલીમાં નાંખ્યા, ત્યારે અર્ધા ઘઉં ખોલીમાં ગયા, અને અર્ધા રસ્તા પર પડયા. આ જોઇ ખેતરનો માલિક હસ્યો, અને પાવડો કેવી રીતે ચલાવવો તે મને બતાવ્યું. મેં ફરીથી પ્રયત્ન કર્યો, પરંતુ આ વખતે અધાજ ઘઉં રસ્તા પર પડયા. મારા સાથીદારો-બીજા મજુર વર્ગના છોકરા— આ જોઇ ખુબ ખડખડ હસ્યા, કારણ ઉમ્મરે નાના હોવા છતાં, તેઓ આ કામ ઘણી સારી રીતે કરતા હતા. આ મારી દશા જોઇ

મને ઘણી લાજ લાગી. નાનપણથી કામ કરવાનો અભ્યાસ મને ન હોવાને લીધેજ અમારી દુર્દશા થવા પામી. જો કે હું, તેમનાથી વધારે તાકાદવાન અને હ્રષ્ટપુષ્ટ હતો, તો પણ તેઓના જેટલું કામ હું કરી શકતો નહતો. અમેરિકન છોકરાઓને નાનપણથીજ કામ કરવાની સારી ટેવ હોય છે. ગમે તેવું ભારે કામ હોય તો પણ તેઓ ગભરાતા નથી. અમારા દેશમાં મજુર વર્ગ જુદો છે. ઉંચી વર્ણના છોકરા કામ કરવું, એ હલકાપણું માને છે. અમીર ઉમરાવના છોકરાઓની તો વાતજ જવા દો! તેમને કપડાં પહેરાવવા પણ નોકર જોઇએ. હાજતે જવું હોય તો એક માણસ લોટો લઇ સાથે જાય છે. સ્વહાથથી કામ કરવું એ તેઓ હલકા, નીચ, વ કમી દરજ્જાનું છે એવીજ તેમની સમજુત થએલી હોય છે—કરવામાં આવે છે. કામ કરનાર લોકોનો દરજ્જો હલકો! તેઓ માણસજ નથી એમ તેઓ જાનવામાં મોટાઇ માને છે.

ઉપરોકત સંસ્કારોથી ઉછરેલા અમારા હિંદી તરૂણો! તમે અમેરિકામાં જઇ શું કરશો? જો તમારી અમેરિકા **જવાની ઇચ્છા હોય તો પ્રથમતઃ મજુરી કરવાનો અભ્યાસ કરો. નહીં તો, "ધોબીનો કુતરો નહી ઘાટનો અને ઘરનો" એવી સ્થિતિ તમારી પણ થયા વિના રહેશે નહીં.**

"અમે અમેરિકામાં જઇ હરકોઇ પ્રકારનું કષ્ટ સહન કરવા તૈયાર છીએ" એમ ઘણા દેશબાંધવો મને લખી જણાવે છે, તે વાંચી મને હસવું આવે છે. અમેરિકામાં કયાટ કષ્ટ કેવી રીતનાં કરવાં પડે છે તેની અમારા બાંધવોને કલ્પના પણ નથી. તેઓ એમ સમજે છે કે, ત્યાં એક વેળા આવાનું મળ્યું એટલે બસ! તેટલાપરજ અમે અમારો

નિર્વાહ કરીશું. હિંદી લોકો ભૂખ્યા રહેવામાં (ભૂખની વ્યાકુલતા સહન કરવામાં) ઘણા હોંશીઆર છે, એ વાત જગપ્રસિદ્ધ છે. તેઓ એક મુઠ્ઠીભર ચણા ખાઈ રહી શકે છે. પરંતુ આ તેમની હુંશીઆરીને અમેરિકામાં બીજીજ સંજ્ઞા આપવામાં આવે છે. ત્યાં જે માણસો પેટ ભરવામાં હુશીઆર હોય છે તેમનેજ માન આપવામાં આવે છે. જે કોઇ કામ કરે છે તેજ પેટ ભરે છે, અને જેને નાનપણથી કામ કરવાનો અભ્યાસ હોય છે તેજ કામ કરે છે. અમેરિકામાં મોટમોટા ધનવાનો પણ પોતાના છોકરાઓને ફેકટરીમાં કામ કરવા મોકલે છે. તેઓ ત્યાં કારખાનામાં, ગીરણીઓ કે મીલોમાં સાધારણ મજુરની પેઠે કામ કરે છે. મનુષ્યએ મજુર થવું એ કાંઇ ધ્યેયન કહેવાય, એ વાત ખરી, પરંતુ મજુરીનો તેને અભ્યાસ હોવો જોઇએ. કારણ આ અભ્યાસથી માણસ દેખાવડો, મજબુત, ચાલાક અને હુશીઆર બને છે. હિંદુસ્થાનના સુશિક્ષિત લોકો સ્વહાથે કામ કરવામાં પાપ સમજે છે. ભલે તેઓ દરમહીને દશ રૂપીઆની નોકરી માટે લોકોની ખુશામત કરતા ફરતા ફરશે, પરંતુ સ્વતંત્ર પણાથી મહેનત મજુરી કરી પેટ ભરવાનું કામ તેમનાથી થવાનું નથી.

અમેરિકામાં વિદ્યાર્થીઓને ખેતરોમાં હરકોઈ પ્રકારનું કામ કરવું પડે છે. ત્યાં ઘોડાઓથી ખેતીનું કામ કરવામાં આવે છે. બળદો માંસ માટેજ પાળવામાં આવે છે. હળ ખેડવાં, કાપણી કાપવી તથા ઘોડાઓની બરદાસ કરવી, વગેરે કામો વિદ્યાર્થીઓનેજ કરવું પડે છે. કેટલાક ખેડુતોને ત્યાં જોકે બારેમાસ મજુરો કામ કરતા હોય તો પણ, ગ્રીષ્મ ઋતુમાં તેમને અધિક મજુરોની જરૂર પડે છે. યંત્રો વગેરે ચલાવવામાં જે વિદ્યાર્થીઓ હુશીઆર હોય છે તેમને વધારે

મજુરી મલે છે. ત્યાં લણવાનું તથા ઘાસ કાપવાનું કામ યંત્રથી કરવામાં આવે છે. ઘણાં ખરાં કામો યંત્રથીજ થાય છે. ત્યાંના જમીનદારો નસીબપર આધાર રાખી સ્વસ્થ કદાપિ બેસતા નથી. પોતપોતાના પાકને વૃદ્ધિ આપવા માટે તેઓ નાના તરેહના રસાયનિક પદાર્થોને ઉપયોગમાં આણે છે. પાકને જ્યારે કીડ લાગે છે ત્યારે તેઓ સર્વ છોડવા તથા પાકને 'પૈરિસગ્રીન' નામક પદાર્થના પાણીથી સીંચે છે. આથી બધી કીટ મરણ પામે છે. ઠંડીના દિવસમાં જ્યારે હીમની ધાસ્તી હોય છે ત્યારે ખેડુતો ખેતરોમાં દેવતા સળગાવી પુષ્કળ ધુમાડો કરે છે. આ ધુમાડો ઉપર જઈ ઠંડીને લીધે ગોદાઈ જઈ ઉપર તંબુ માફક આચ્છાદન બને છે, અને પાકનું રક્ષણ થાય છે. મકાઈના સાંઠાને વધારે કણસલાં લગાડવાનો પ્રયત્ન અમેરિકન લોકો કરી રહ્યા છે, જ્યાં દશ બેસે છે ત્યાં તેઓ પંદર બેસાડે છે. પાકની પેદાશ વધારે થવી એ હેતુથી તેઓ શાસ્ત્રીયપ્રયોગો અજમાવી પોતાનો ફાયદો કરી લે છે. આંપણા દેશના લોકોની માફક તેઓ સર્વ દોષ ઈશ્વિરપરનાંખી પોતે છુટા બનતા નથી. ઈશ્વિર ન્યાયી છે. હિંદી લોકો પ્રત્યે તેને કંઈ દ્વેષભાવ નથી. જે કામ અમેરિકાના લોકો કરે છે, તેજ કામ અમે પણ કરી શકીએ છીએ. ફરક માત્ર એટલોજ કે અમેરિકન લોકો ઉદ્યોગી, સાહસીક અને પુરૂષાર્થી છે. ભારે પ્રસંગો આવવાથી તેઓ ગભરાઈ જતા નથી, એટલુંજ નહીં, પરંતુ તેમાંથી પાર ઉતરવાને અને પ્રસંગોની સામે થવાને પોતાને ભાગ્યશાળી સમજે છે. ગમે તેવું ભારે કઠીણ કામ કે પ્રસંગ હોય તો પણ તેમાંથી સિદ્ધિ મેળવવાનો માર્ગ તેમની પાસે હોય છે જ. આવી રીતના ઉપાયો જાણવાની પરમેશ્વરે આપણને પણ બુદ્ધિ

આપેલી છે. પરંતુ જેઓ બુદ્ધિનો ઉપયોગ કરતા નથી તેઓ હંમેશાં ધક્કાજ ખાતા રહે છે.

વળી એક બીજી વાત એ છે કે આપણા લોકો જુના રિતરિવાજો અને રુઢીના દાસ છે આગળ વધવું પસંદ કરતા નથી. ચાર હજાર વર્ષથી જે હળ ચાલતું આવ્યું છે, તેજ આજે પણ ચાલે છે! કોઇપણ નવી શોધ કરવાની શકિત આપણા લોકોમાં નથી એનું કારણ એ કે આપણા લોકોનો જુની પુરાણ વસ્તુઓ પર પ્રેમ વધારે હોય છે. અમેરિકાના લોકો હમેશાં નવીન શોધો કરવા ગુંથાએલા હોય છે. આથી ત્યાં હંમેશાં નવીનવી શોધો થયાજ કરે છે.

ખેતરો સિવાય ગીરણીઓમાં, કારખાનામાં, અને બાગોમાં વિદ્યાર્થીઓ કામ કરે છે. લાકડાં કાપવાની પણ ઘણી ગીરણીઓ અમેરિકામાં છે, ત્યાં દર સાલ કરોડો ફુટ લાકડાં કપાય છે. ત્યાં કામ કરનાર વિદ્યાર્થીઓને ઓછામાં ઓછા છ રૂપીઆ મળે છે. ઊનાળાના દિવસમાં એટલે ત્રણ મહીનામાં વિદ્યાર્થીઓ ઉક્ત ગીરણીઓમાં કામ કરી પુષ્કળ પૈસા પેદા કરે છે. હું જયારે 'રેનિયર'ની લાકડા કાપવાની ગીરણીમાં કામ કરતો હતો ત્યારે મને દરરોજ પોણાસાત રૂપીઆ મળતા હતા. સાડા ત્રણ મહીના કામ કરી મારા શિક્ષણ પુરતા પૈસા મેં પેદા કર્યા. મારો ખર્ચ દર માસે રૂ. ૨૫)નો હતો.

બાગાયતમાં કામ કરનાર વિદ્યાર્થીઓને તેમની મહેનત પ્રમાણે મજુરી મલે છે. બાગોમાં વિદ્યાર્થીઓ ઘણું ખરૂ ઉઘડ કામ કરે છે. અમેરિકાના પશ્ચિમ ભાગમાં ફળની પેદાશ સારી થાય છે. સકરચંદ, અંગૂર, નાશપાતી, બદામ, અક્રોડ, સંત્રાં વગેરે ફળ ત્યાં ઘણાં થાય

છે. બાગનો માલિક કામ કરનારા લોકોને નાની નાની પેટીઓ આપે છે. એક પેટી ભરાય કે અઢીથી પાંચ આના સુધીની મજુરી મળે છે. વિદ્યાર્થીઓ જેટલી પેટી ભરે એટલી મજુરી એમને મળે છે. આ પ્રમાણે કામ કરી વિદ્યાર્થીઓ બાગોમાં દરરોજ આઠ નવ રૂપીઆ પેદા કરે છે.

ઘણા હિંદી લોકો અમેરિકામાં ફળનું કામ કરે છે. કૅલિફોર્નિઆ, આરેગાન, વૉશિંગ્ટન (પૅસિફિક કિનારા) એ ત્રણ સંસ્થાનોમાં ફળની પેદાશ વધારે થાય છે. મજુરોની તાણ એટલી હોય છે કે બાગનો માલીક આજીજી કરી મજુરો લઈ જાય છે. ફળોની મોસમમાં ચારે બાજુ મજુરોની વધુ તાણ હોય છે, કારણ મહેનત મજુરી એજ મોસમમાં હોય છે. ઊનાળામાં **અલાસ્કાની** સોનાની ખાણ શરૂ થાય છે. ત્યાં દરરોજ પચ્ચીશ ત્રીશ રૂપીઆ મજુરી મળે છે. પરંતુ કામ ઘણું વિકટ હોય છે, અને ખર્ચ પણ વધારે આવે છે. ઘણા મજુરી કરનારાઓ ત્યાં જાય છે. વળી એ ઋતુમાં કોલંબિઆ સમુદ્ર ઉપર માછલાં ધરનારાં કારખાનાં શરૂ થાય છે. ત્યાં પણ કામ કરી વિદ્યાર્થીઓ દરરોજ આઠ નવ રૂપીઆ પેદા કરે છે.

આ ઠેકાણે બે ચાર બાબતો બાગાઇત વિષે કહીશ તો અયોગ્ય ગણાશે નહીં. આપણાં લોકોને વનસ્પતિવિદ્યાનું જ્ઞાન નથી. અમેરિકાની સર્વ સંસ્થાઓમાં સરકાર તરફથી 'એક્સપેરીમેંટ સ્ટેશનો' (Experiment Stations) "પ્રયોગ કરી જોવાનાં મથકો" સ્થાપન કરવામાં આવેલાં છે. અને ત્યાં કૃષિશાસ્ત્રવેત્તાઓ ખેતી અને ફળ વિષેની શોધો અને પ્રયોગો કરે છે. જ્યારે જ્યારે કોઇ પણ

ખેતરને કે બાગને, કોઇ પણ પ્રકારનું નુકસાન થાય છે, ત્યારે ત્યારે જંતુશાસ્ત્ર વિશારદ વિદ્વાનો ત્યાં જાય છે અને નુકસાનનું કારણ શોધી કાઢવાનો પ્રયત્ન કરે છે. દરેક વર્ષે ગ્રીષ્મઋતુમાં ખેડુતોનાં હીત માટે વિદ્વાન અધ્યાપકો સરકાર તરફથી સારાં સારાં ભાષણો આપે છે, અને તેઓને ખેતી તથા ફળફળાદીનું મહત્વ અને મર્મ સમજાવી આપે છે. આવાં ભાષણો દોઢ બે મહીના સુધી ચાલે છે, અને ખેડુતોને આથી ઘણો ફાયદો થાય છે. વૃક્ષના ગુણદોષ તેમની ટેવ, સ્વભાવ, સંવધી, શત્રુ મિત્ર વગેરે વગેરેનું જ્ઞાન થાય છે. અમારા દેશના ખેડુતોની માફક ત્યાંના ખેડુતો મૂર્ખ નથી, પરંતુ પોતાના ધંધામાં પૂર્ણ વાકેફ હોય છે. અંગીકૃત કાર્ય માટે અને તેમની સીદ્ધિ માટે તેઓ પોતાની બુદ્ધિનો સારો ઉપયોગ કરે છે.

કેલિફોર્નિઆના એક મોટા બાગમાં સપ્તરચંદના ઝાડોને એક વખત કીડ લાગી હતી. ફળોનું ઘણું નુકસાન થયું. આઠનવ ડોલર કિંમતનાં ફળો નાશ પામ્યાં. બાગના માલિકે એ બદલ સરકારને વર્દી આપી. સરકારે ત્યાં જંતુશાસ્ત્રવેત્તાઓ મોકલ્યા. તેઓએ આવી ફળઝાડો ઉપરનાં જંતુઓની પરીક્ષા કરી. તે જંતુઓનો સ્વભાવ વગેરે બધું સમજી લીધું. વળી તે કીડાઓ શું શું ખાય છે એ પણ જોયું. થોડા મહીના તપાશ કર્યા બાદ તેઓએ એ કીડાના નાશ માટે એક પ્રકારનો રસ બનાવ્યો. બીજે વરસે તે ઝાડોને ઘણાં ફળો આવ્યાં, અને બાગના માલિકને પહેલાં કરતાં ચાર ઘણો નફો થયો.

હિંદુસ્થાનમાં પણ પુષ્કળ પ્રકારનાં ફળો થાયછે. વિશેષે કેરીઓ વધારે પાકે છે. આમ્રફળોનો વેપાર કેમ કરવો એ આપણા લોકોને સમજાતું નથી. ઉષ્ણતાથી એ ફળોનો બચાવ કેમ કરવો એ આપણા

લોકોને ખબર નથી. ઉષ્ણુતાથી ફળો જલદી કોહી જાય છે. કોહતાં ફળો કેમ અટકાવવાં એ આપણા લોકો બિલકુલ જાણુતા નથી. સાનફ્રાન્સિસ્કો શહેરથી ન્યુયોર્ક શહેર સાડા ત્રણુ હજાર મૈલ દૂર છે. પરંતુ સાન૦ શહેરથી લાખો રૂપીઆના ફળો ન્યુયોર્ક મોકલવામાં આવે છે. આનું કારણુ શું ?

અમેરિકાનાં દક્ષિણુ સંસ્થાનોમાં ઊનાળો ઘણો પ્રખર હોય છે. ત્યાં પારો ૧૧૦ ડીગ્રી ઉપર આવે છે. આવી સ્થિતિમાં યોગ્ય ઉપાય કરવા સીવાય ફળફળાદી એટલે દૂર મોકલી શકાય એમ નથી. અમેરિકન લોકોએ પોતાનો વેપાર વધારવા માટે 'રેફ્રીજેટર' નામની ગાડી બનાવી છે. આ ગાડીથી ફળફળાદી દેશદેશોમાં મોકલવામાં આવે છે. એ ગાડીમાં બરફનું એક ખાનું હોય છે, અને બાકીના ભાગમાં ફળોની પેટી ગોઠવેલી હોય છે. હવા આવવાને છિદ્રો પણુ રાખેલાં હોય છે. બરફ બાહ્ય ઉષ્ણુતાથી ફળનું રક્ષણુ કરે છે, અને કોહવા દેતો નથી. આજ માત્ર એક ઉપાયથી અમેરિકન લોકોએ પોતાનો વેપાર કરોડો રૂપીઆ જેટલો વધાર્યો છે.

આજે અમેરિકાનાં ફળફળાદિ પૃથ્વીનાં દરેક બજારોમાં વેચાય છે.

આ સિવાય અમેરિકન લોકો નવાં નવાં ફળો તૈયાર કરવાની શોધો કરે છે. કેટલાંક ફળોનાં કાંટાઓ નાશ કરવા, તેમની મોટી ગોટલી નાની કરવી, તેમાંની ખટાશ દૂર કરી મિઠાશ લાવવી વગેરે વગેરે બાબતોનું ચિંતન તેઓ કર્યાજ જાય છે. એક વખત એક બાગમાં નવીનજ પ્રકારના કીડાઓ નજરે પડયા. તેમનો નાશ કરવાને ઘણા ઉપાયો યોજયા પરંતુ યશ પ્રાપ્ત થયો નહીં. આ કીડાઓથી લાખો રૂપીઆનું નુકસાન થયું. આખર થાકીને અમેરિકા સરકારે

એ કીડાઓનો નાશ થવોજ જોઇએ એવા હેતુથી, પોતાના વિદ્વાન લોકોને પરદેશ મોકલ્યા. મહદ પ્રયત્નથી એ કીડાઓનો ઘોર શત્રુ (કીડો) જાપાનમાં મલી આવ્યો. એ કીડાની સંતતી અમેરિકામાં લાવી પેલા કીડાઓ પાસે રાખવામાં આવી. ધીરે ધીરે તે કીડાઓનો નાશ થઇ ગયો. અમેરિકન લોકો આવી રીતથી વિચારના પાકા. નિશ્ચયના પુરા, અને હિંમતનાં પુતળાં છે. તેઓનો દૃઢ નિશ્ચય અને ચાતુર્ય જગ પ્રસિધ્ધ છે. તેઓએ બીન બીયાંના ફળો તૈયાર કર્યાં છે. તે ફળો 'નેવલ' નામથી ઓળખાય છે. ખાવામાં ઘણાં મીઠાં હોય છે. આરીઝોન સંસ્થાનની ભુમિમાં કોઇપણ પ્રકારનાં ફળો થતાં ન હતાં. પરંતુ સરકારે લાખે રૂપીઆ ખર્ચ કરી 'રૂઝવેલ્ટ રિઝર્વોયર' નામનો બંધારો બાંધી તે દ્વારાએ ભુમિને પાણી પાઇ ફળદ્રુપ બનાવી. હવે ત્યાં મોટી જાતનાં સંત્રા થાય છે. હિંદુસ્થાનમાં પાણીની કમતરતા નથી. મોટમોટા પહાડો અને નદીઓ છે, છતાં અહીંના લોકો પાણી માટે કષ્ટ ભોગવે છે. જે દેશના લોકોને કળાકોશલ્યની સારી માહીતી હોય, અને સૃષ્ટીમાં ના પદાર્થોનો ઉપયોગ કેમ કરવો એ સમજાતું હોય, તો તેઓએ બિલકુલ ત્રાસ કે દુઃખ વેઠવું પડતું નથી.

પરંતુ અહીંના લોકોને કાંઇ કરવું ગમતું નથી. બીજા ઉપર ભરોસો રાખી બેસી રહેવું તેમને વધારે પસંદ છે. ફક્ત **भिक्षांदेहि** ! આ ટેવ વધુ હોવાથી અહીંના લોકોથી કાંઇ થવાનું નથી.

ફળફળાદિનાં કામો સિવાય વિદ્યાર્થીઓ બીજું શું શું કામ કરે છે એ શું કહેવું જોઇએ. જે વિદ્યાર્થીઓ કોઇ પણ હુન્નર જાણતા હોય તેઓને પૈસા પેદા કરવાનું કામ સ્હેલું થઇ

પડે છે. વિદ્યાર્થીઓ કોઈ પણ હુન્નર શિખે છેજ. ઉદાહરણાર્થે–દરજીનું કામ, ધડ્યાળીનું કામ, સુથારનું કામ, મિસ્ત્રીનું કામ, અને હિસાબ કિતાબનું કામ વગેરે વગેરે. આવા હુન્નર જાણનારા વિદ્યાર્થીઓ બે ચાર કલાક કામ કરી પોતાના ખરચ પુરતા પૈસા મેળવે છે. આપણા દેશમાં બે ઇસમનો મેળાપ થયો કે પહેલો પ્રશ્ન એ પૂછવામાં આવે છે કે,—તમારો વર્ણ કયો ?' જો જરૂર પડે તો, અમેરિકામાં એવો પ્રશ્ન કરવામાં આવે છે કે તમારી પેદાશ—ધંધો શું છે ? ત્યાં સર્વ લોકો કોઇને કોઇ પ્રકારનો હસ્તકળાકૌશલ્યનો ધંધો શિખી સ્વતંત્રપણે, ધંધો કરી પોતાનો ઉદર નિર્વાહ ચલાવી, સ્વતંત્ર બની સુસંસ્કૃત થવા માટે સાહિત્યનો અભ્યાસ કરે છે.

આપણા અહીંના લોકોને જે શિક્ષણ મળે છે તે નોકરીજ કરવા માટે નહીં. લખવું વાંચવું દરેક માણસે જાણવુંજ જોઇએ. પરંતુ લખતાં વાંચતાં આવડવું એ શિક્ષણ ન હોય.

શિક્ષણનો અભિપ્રાય—મર્મ અમો જાણતા ન હોવાથી અમારી અધોગતિ થાય છે.



# પ્રકરણ ૬ ઠું.

## વિદ્યાર્થીઓની સ્હેલ.

અમેરિકાના વિદ્યાર્થીઓની થોડી વધુ આશ્ચર્યકારક વાતો વાંચકોને કહું છું. ઊનાળાના દિવસમાં દર વરસે શેંકડો વિદ્યાર્થી અમેરિકાથી યુરોપ જાય છે. તેઓની પાસે પૈસા ઘણાજ થોડા હોય છે. હાઇસ્કુલ કે કોલેજની પરીક્ષા ઉત્તીર્ણ થયા બાદ વિદ્યાર્થીઓ યુરોપમાં સ્હેલ કરવા નીકળી પડે છે. ન્યુયોર્કથી મેનચેસ્ટર જનારી આગબોટ પર તેઓને નોકરી મળી શકે છે. વળી સાયકલ પણ તે લોકો સાથે લે છે. ઇંગ્લાંડના રસ્તાઓ ઘણા સારા હોય છે. સાયકલ ત્યાં ઘણી સારી રીતે ચાલી શકે છે. પ્રવાશ કરવાથી તેમને ઘણો આનંદ થાય છે. ઇંગ્લાંડ અને સ્કોટલાંડમાં ભ્રમણ કરી તેઓ યુરોપના બીજા દેશોમાં જાય છે; ત્યાં તેઓ સાયકલ દ્વારા યુરોપ ખંડનો પ્રવાસ પુરો કરે છે. અમેરિકાના પ્રમાણથી યુરોપના ખર્ચનું પ્રમાણ ઘણું ઓછું હોય છે, અને થોડા ખરચથી સ્હેલ કરનાર વિદ્યાર્થીઓનું કામ થાય છે. ત્રણ ચાર મહીના પ્રવાસ કરી તેઓ પાછા સ્વદેશ ફરે છે, અને વિદ્યાલયોમાં દાખલ થઇ પૂનઃ વિદ્યાભ્યાસ કરે છે.

વિચાર કરો કે, એ વિદ્યાર્થીઓ આટલો અનુભવ મેળવી કોલેજમાં દાખલ થાય છે, પરંતુ અમારા દેશના વિદ્યાર્થીઓને તેમનાજ દેશની સ્થિતિની ખબર હોતી નથી. આવા વિદ્યાર્થીઓ ફક્ત

ચોપડી કૃમિ (ચોપડી ચાકર) બનેલા હોય છે. બાહ્ય જગતનો તેમને કશો અનુભવ હોતો નથી. પુષ્કળ અમેરિકન વિદ્યાર્થીઓ હાઇસ્કુલની પરીક્ષા પસાર થયા બાદ, પૃથ્વી પ્રદક્ષણા કરવા બ્હાર પડે છે, અને એક વરસ આવી રીતનો અનુભવ મેળવી કોલેજમાં દાખલ થાય છે. કેમ વાંચક! બન્ને વિદ્યાર્થીઓમાં કેટલો બધો ફરક!! ન્યૂયોર્કથી મૅંચેસ્ટર કે લિવ્હરપુર જનારી આગબોટ પર વિદ્યાર્થીઓને શું કામ સોંપવામાં આવે છે એ જણાવવું અહીં અપ્રાસંગિક ગણાશે નહીં. જ્યારે હું અમેરિકાથી ઇંગ્લાંડ આવ્યો ત્યારે મારે પણ આવું કામ કરવું પડયું હતું. મને બળદોને ચારો નાંખવાનું કામ સોંપવામાં આવ્યું હતું. અમેરિકાથી દર મહીને ઘણા બળદો ઇંગ્લાંડ મોકલવામાં આવે છે. તે બળદોની સંભાળ રાખવા માટે મજુરોની જરૂર હોય છે. મોટે મળસ્કે એટલે સાડા ત્રણ વાગે ઉઠી અમો બળદોને પાણી પીવા આપતા; ત્યાર પછી ઘાસ નાંખવામાં આવતું. દશ વાગ્યાના સુમારે બધા ખલાસીઓ ઘાસની ગાંસડીઓ નીચેથી ઉપર લાવે છે. ત્યાર બાદ બળદોને મકાઇ નાંખવામાં આવતી. બપોરે ત્રણે ફરીથી હું ઘાસ વગેરે કાઢી નાંખી બળદોને કડબ નાંખતો. આ પ્રમાણે મારે દરરોજ સાત આઠ કલાક કામ કરવું પડતું. આનો મોબદલો અમને આગબોટનું ભાડું માફ કરવામાં આવતું અને ખાનું (જમણ) પણ મલતું. અમેરિકન વિદ્યાર્થીઓ આવી રીતે મહેનત મજુરી કરી આટલાંટિક મહાસાગર પાર ઉતરી જાય છે.



## પ્રકરણ ૭ મું.

### સ્વાવલંબી વિદ્યાર્થીઓ.

અમેરિકન લોકો આપણા દેશના લોકોની પેઠે મજુર લોકોને હલકા માનતા નથી. માલીક અને મજુર સરખાજ દરજ્જાના સમજવામાં આવે છે. હું જે ખેતરમાં કામ કરતો હતો ત્યાં અમો બધા ખુરશી ટેબલ પર બેસી એકજ ઠેકાણે ખાતું ખાતા હતા. અમારામાં ભેદભાવ ન હતો. ઉક્ત કારણથી અમેરિકામાં દરેક જણને કામ કરવાની હિંમત આવે છે. પોતે પોતાના પાયાપર ઉભા રહી, સ્વાવલંબી બની, જે લોકો વિદ્યા શિખે છે તેમને ત્યાં વધુ માન આપવામાં આવે છે. સ્વાવલંબી વિદ્યાર્થીઓ ઘણા સારા હોય છે એવી ત્યાંના અધ્યાપકો ની સમજુત હોય છે, અને તેઓ તેમને સ્વશક્તિ પ્રમાણે મદદ અને ઉત્તેજન આપે છે. ઘણાએક કરોડા પતિના છોકરાઓ પોતાના માબાપ પાસેથી એક પૈસો પણ ન લેતાં વિધ્યાભ્યાસ પોતેજ પૈસા મેળવી કરે છે. આવા વિદ્યાર્થીઓ સર્વત્ર પૂજાય છે. ગીરણીવાળાઓ અને ખાણવાળાઓ સ્વાવલંબી વિદ્યાર્થીઓને સૌથી પહેલાં નોકરી આપે છે. વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓ પણ એક મેકને મદદ કરે છે. જેથી તેઓ ગરીબ વિદ્યાર્થીઓ પર ઘણું હેત રાખે છે.

હિંદી વિદ્યાર્થીઓ અમેરિકામાં ઘણા થોડા છે. અને જેઓ ત્યાં છે, તેઓને મહેનત મજુરી કરતાં આવડતી ન હોવાથી ઘણું કષ્ટ સહન કરવું પડે છે. આ કારણને લીધે અમારા બે વિદ્યાર્થીઓ, જેઓ હિંદુસ્થાનથી તરતનાજ આવેલા હતા, તેઓ ન્યુયોર્કમાં ભૂખથી મરણ પામ્યા. શિયાળાના દિવસ હતા. તેઓ કંઈ કામ કરી શકતા ન હતા. જ્યારે તેમની પાસેના પૈસા પુરા થયા ત્યારે તેમણે નોકરીની શોધ ન કરતાં, ઓરડીમાં પુરાઈ પોતે આત્મહત્યા કરી લીધી. હિંદુસ્થાનમાં ઘણા લોકો ભીખ માંગી પેટ ભરે છે. પરંતુ અમેરિકામાં ભીખ માંગવી એ કાયદા વિરૂદ્ધ એટલે ગુન્હો ગણાય છે. ત્યાં ભીખ માંગનારને કેદમાં જવું પડે છે, અને ઉદ્યોગી પુરૂષને સર્વ કો ચાહે છે. હું જે વરસે આરિગાન વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરતો હતો તે વરસે મજુરી ઘણી કમી મળતી હતી. ટર્મ પુરી થતાજ મેં નોકરીની શોધ કરી. કોલેજના પ્રેસિડંટની ચીઠ્ઠી લઇ મેં મહા મુશ્કેલીથી નોકરી મેળવી. યુજીન ગામથી થોડે દૂર 'વેન્ડલીંગ' નામનો એક કસ્બો છે. 'બુથ કેલે કંપનીની' ત્યાં એક મોટી ગીરણી છે. તે ગીરણીમાં હું કામ કરવા ગયો. પોણા છ રૂપીઆ મજુરી મને રોજની મલતી હતી. હું હિંદી છું, એ તેઓ પહેલાં જાણી શકયા નહીં. હું ફ્રેંચમેન છું એમ તેઓ સમજ્યા. એક દિવસે એક માણસ મારી પાસે આવ્યો અને પોતાના ચર્ચમાં (દેવળમાં) વ્યાખ્યાન આપવા મને ભલામણ કરી. મેં તેની વિનંતિ માન્ય કરી 'ભારત વર્ષની સાંપ્રત સ્થિતિ' એ વિષય પર વ્યાખ્યાન આપવાનું કબુલ કર્યું. ઠરાવેલા વખતે ત્યાં ઘણાં માણસો ભેગાં થયાં, અને તેઓની સામે મેં હિંદુસ્થાનની સાંપ્રત સ્થિતિનું વર્ણન કર્યું. મારૂં

ભાષણ સાંભળી મારાપર સર્વજણ ખુશ થયા, અને મારી સાથે લાગણી ધરાવવા લાગ્યા. વ્યાખ્યાન આપી પાછા ફરતી વખતે, ઘેર આવી મેં જોયું તો મારી ખોલીનો દરવાજો ઉઘાડો માલમ પડ્યો. મને તેની વિશેષ કાળજી લાગી નહીં, કારણ ઉતાવળથી ભૂલમાં દરવાજો ઉઘાડો રહી ગયો હશે એમ મને લાગ્યું. તે સિવાય ચોરી લઈ જવાય એવો સામાન મારી પાસે ન હતો. આથી હું નિરાંતે સુતો. મળસ્કે ઉઠી જ્યારે હું રસોડામાં ગયો, ત્યારે દેવતા સળગી નહી અને ધુમાડો પણ બહાર જવા ન પામ્યો. હું ઘણો ગભરાયો અને મને કંઈ સુઝ પડી નહીં. ખાવાપીવાનો વિચાર છોડી દઈ હું ભુખ્યોજ ગીરણીમાં કામ કરવા ગયો. બરાબર સાત વાગે મારે ગીરણીમાં જવાનું હતું. બાર વાગ્યા સુધી કામ કરી જ્યારે હું પાછો આવ્યો અને ચુલાને સારી રીતે તપાશી જોયો ત્યારે મને માલમ પડયું કે ધુમાડો જવાના નળમાં કોઇએ કપડાંનો ડુચો મારી મુકયો છે. મેં તે કપડાં બહાર કાઢી નાંખી ચૂલો સળગાવી રોટલી કરી ખાધી. મારી આ મશ્કરી થયલી જોઇ મને ઘણી રીસ લાગી અને કામ કોનું હોવું જોઇએ તેની ખોળમાં હું પડયો. વ્યાખ્યાનના આગલા દિવસે એક માણસ મારી ખોલીમાં આવ્યો હતો, તેણેજ આ કામ કર્યું હોવું જોઇએ એમ મને લાગ્યું. એક વાગે હું પાછો કામપર ગયો. ત્યારે મેં તે માણસને સાધારણ ધીરેથી કહયું કે "આવું કામ કરવું આપને યોગ્ય ન લાગે?"

"કયું કામ?" તે મજુરે કહયું.

મેં કહયું "હવે શું કામ છુપાવો છો?" તમેજ મારી ખોલીમાં જઇ ધુમાડાના નળમાં ચિથરાં ભર્યાં હતાં. "મેં આ કામ કર્યું

નથી ?" એમ તે મોટા આવેશથી બોલ્યો, "ઠીક, ઘણું સારૂં" એમ કહી હું ચૂપ રહ્યો અને કામે વળ્યો. તે મજુરે પોતાના સાથીદારને મોકલી મને મારવાની ધમકી અપાવી. પરંતુ આવી ધમકીથી ડરી જનાર માણસ હું ન હતો. મેં એવા એવા કેટલાક ઉદ્ધત મજુરોને મારો હાથ બતાવ્યો હતો. મેં તેના સાથીદારને કહ્યું "તે બાયલાને જઇ કહો કે, હું તેને એવો તો સજ્જડ માર મારીશ, કે તેને તે જન્મ સુધી યાદ રહેશે." મારો જવાબ સાંભળી તે મજુરોએ મારી વિરૂદ્ધ મસલત ચલાવી. મારી જન્મભૂમિ હિંદુસ્થાન છે, એ હવે બધાને ખબર હતી. "હિંદ એ એક અનાથ દેશ છે," તેઓ એમ સમજતા હતા. આથી હું તેઓથી ડરી જઈ તેમને શરણ થઇશ એમ તેઓને લાગ્યું. નાનપણથી મને કુસ્તીનો સારો અભ્યાસ હોવાને લીધે, મારાં કરતાં દોઢ કે દુપ્પટ જુવાનથી હારી જઇશ નહીં એવી મારી ખાત્રી હતી. આ હિંદી કોઈ નાનો સુનો માણસ નથી એમ તેઓ પણ જાણતા હતા. ઉપરોક્ત મજુરે બીજા મજુરોને મારી વિરૂદ્ધ ચીઢવ્યા અને મને સજ્જડ ચોંપ આપવાનો વિચાર કર્યો. તેઓ બધા એકજ ગામના માણસો હતા. પેસિફિક કિનારા ઉપર હિંદી લોકોની વિરૂદ્ધ ત્યાંનું વાતાવરણ ક્ષુબ્ધ થયું હતું. તે વાતાવરણના તણખા આ માણસો સુધી પહોંચ્યા હતા. હું હિંદી છું એ જ્યાં સુધી તેઓ જાણવા ન પામ્યા ત્યાં સુધી, મારી સાથે સભ્યતાથી વર્ત્યા, અને મને હલકો માન્યો નહીં. પરંતુ જ્યારે મારા દેશનું નામ તેમના જાણવામાં આવ્યું, ત્યારે તેઓની મારી સાથેની વર્તણુક બદલાઇ ગઇ, અને મને હાંકી કાઢવાનો તેઓનો નિશ્ચય થયો.

એક દિવસ બાર વાગે સીટી વાગી, અને મજુર લોકો જમવા

આવ્યા. ત્યારે હું પણ મારા હૅમિલ્ટન નામક મિત્રને લઈ મારી ખોલી પર આવ્યો. હૅમિલ્ટન સત્તર વર્ષનો ઉગતો યુવાન હતો. શરીરે મજબુત હતો. મારા ઉપર તેની ઘણી શ્રદ્ધા હતી. કદાચ હાથ ચલાવવો પડે તો, મારી પાસેનો ચસ્મો તેને આપવો. એવા હેતુથી હું તેને સાથે લવ્યો હતો, કારણ મારામારી કરતી વખતે મને ફક્ત ચસ્માનીજ ધાસ્તી રહેતી. તે દિવસે તે મજુરોએ મારી સાથે કંઇ તકરાર કરી નહીં. પોત પોતાનું જમણ જમી તેઓ ગુપચુપ ચાલતા થયા. સંધ્યાકાળની વખત થતાંજ પાછી ગીરણીમાં સીટી વાગી, અને હું મારી ટપાલ લેવા પોસ્ટ ઓફિસમાં ગયો. ત્યારે તે સંપી માણસોમાંના એકે કહ્યું "આજે તૈયારીમાં રહેવું, અમો ત્હારો સમાચાર લેવા આવનાર છીએ."

"ઘણુંજ સારૂં", "જરૂર આવજો." મેં કહ્યું.

પોસ્ટ ઓફિસમાંથી પાછા આવતી વખતે હું મારા એક ઘરડા મિત્રના ઘર તરફ વળ્યો. તે માણસ ઘર અગાડી ન હતો. મિસ્ટર જેકબ આવે કે તરત તેને મારે ત્યાં મોકલશો, એમ હું તેમની મિસીસને કહી આવ્યો. ખોલી પર આવી મેં રોટલી કરવાની તૈયારી કીધી એટલામાં જેકબ આવ્યા. મેં તેનું સુસ્વાગત કરી રોટલી ખાવા માંડી. અને ખાતાં ખાતાં તેની સાથે વાતચીત કરવા લાગ્યો. મિ. જેકબ આવ્યા પછી થોડીજ વારમાં મારી વિરૂદ્ધ ટોળી આવી પહોંચી. મિ. જેકબને જોતાંજ તેઓ બહાર ઉભા રહ્યા. એક મજુરે આવી કહ્યું કે 'તમને તે લોકો બહાર બોલાવે છે.' "તેઓને કહો કે તમેજ અંદર આવો." મેં ધીરજથી ધીરેથી કહેવા કહ્યું. તે બધા ધૂર્ત માણસો અંદર આવી બેઠા આ ટોળીનો આગેવાન એક જર્મન માણસ હતો. તેણે ઘણા પ્રેમથી મારી સાથે ભાષણ શરૂ કર્યું, અને

તકરારનું કારણ પુછ્યું. મેં તેને ટુંકમાં બધી હકીકત કહી. તેનું સમાધાન થયું. તેણે મારી અને તેઓ વચ્ચેની તકરાર મટાડી દીધી. મંડળી ઉઠી ચાલતી થઇ.

મિ. જેકબે મને કહ્યું "તમે શાંતતાથી નિરાંતે રહો." સંયુક્ત પ્રાંતમાં કોઈ કોઈના પર અત્યાચાર કરી શકતો નથી, અને જો કોઈ કરે, તો તે શિક્ષાને પાત્ર થાય છે. આ દેશનો કાયદો અમેરિકન લોકની માફકજ પરદેશના લોકોનું પણ રક્ષણ કરે છે.

ત્યારબાદ મિ. જેકબ પણ તેને ઘેર ચાલ્યો ગયો. જ્યારે તે ટોળી પોતાના કામ પર પાછી ગઇ, ત્યારે બીજા લોકોએ તે ટોળીના માણસોને ખુબ ચીડવ્યા અને પજવ્યા, અને કહ્યું કે—"તમે ઘણા બાયલા અને બ્હીકણ છો! કારણ, જો તમારે એક માણસની વિરૂદ્ધ લડવું હતું તો ત્યાં બધાનું શું કામ હતું? એક માણસ સામે લઢવાને એકજ માણસે જવું જોઇએ." આથી ટોળી ઘણી શરમાઈ ગઈ અને મારૂં વેર લેવાનું નક્કી કર્યું. રાત્રે બે વાગ્યાના સુમારે મારી ખોલી પર કેટલાક જણે પથરા ફેંકયા. એજ સમયે તે કંપનીનો માલીક ન્યુજર્સીથી આવ્યો હતો. તેણે જ્યારે ટંટાની સર્વ હકીકત સાંભળી ત્યારે "આવા ધૂર્ત અને લબાડ લોકોને કાઢી મૂકો" એમ ત્યાંની ગીરણીના જમાદારને સખત તાકીદ આપી. એક પછી એક બધા માણસોને હાંકી કાઢવામાં આવ્યા. ગામના લોકોએ મારા તરફથી એક સભા બોલાવી, તેમાં તે બધા માણસોનો નિષેધ કર્યો.

કહેવાની મતલબ એટલીજ કે સ્વાવલંબી વિદ્યાર્થીઓને અમેરિકન લોકો ઘણી મદદ કરે છે, તેના સાથે ઘણી સહાનુભૂતિ બતાવે છે, સમાજના લોકો તેઓને વધારે ચાહે છે, અને તેમને બની શકે તેટલું ઉત્તેજન આપે છે.

# પ્રકરણ ૮ મું.

## ચિની અને જાપાની વિદ્યાર્થીઓ.

હિંદી વિદ્યાર્થીઓ સિવાય બીજા દેશોમાંથી પણ ગરીબ વિદ્યાર્થીઓ અમેરિકામાં જઇ, જુદાં જુદાં વિશ્વવિદ્યાલયમાં અભ્યાસ કરે છે. ઘણું કરી ચીની અને જાપાની વિદ્યાર્થીઓ દરેક વિદ્યાલયોમાં અભ્યાસ કરતા મલી આવે છે. આ બધા વિદ્યાર્થીઓ પોતે સ્વપાયા પરજ ઉભા રહી વિદ્યાભ્યાસ કરે છે. ચીનની સરકાર અમેરિકામાં પોતાના વિદ્યાર્થીઓ મોકલે છે ખરી, પરંતુ તેઓની સંખ્યા થોડી હોય છે. જાપાની વિદ્યાર્થીઓની માત્ર સંખ્યા મોટી હોય છે. પેસિફિક કિનારા ઉપર જાપાની લોકોની વસ્તી ઘણી છે. જાપાની લોક એકમેકને ઘણી મદદ કરે છે. પોતાનો ઉદ્દેશ પાર પાડવાને જાપાની લોકો ગમે તેવું કામ કરવાને તૈયાર હોય છે. કામ કરવા માટે તેઓ તલ માત્ર પણ ગભરાતા નથી. વીશીઓમાં અને દુકાનોમાં ઘણા ખરા જાપાની છોકરા કામ કરે છે. તેઓ દેશકાલવર્તમાન સમજે છે અને એજ તેમનામાં મોટો ગુણ છે. તેઓ દેશકાલને અનુસરી વર્તે છે. **માણસોએ રૂઢીને વળગી તેના દાસ બની ન રહેવું એજ સંસારમાં યશ મેળવવાની ચાવી છે.** પોતાનો ઉદ્દેશ પાર પાડવાને, હરકોઇ પ્રકારનો સ્વાર્થ ત્યાગ કરવાને, દરેક માણસે તૈયાર રહેવું જોઇએ. **પરંતુ એવું કોઈ પણ કામ ન કરવું કે જેથી આપણો આત્મા નિર્બલ બને.** દેશકાલને અનુસરી

રહેવામાં અમારા વિદ્યાર્થીઓ ઘણા પાછળ છે. અમેરિકામાં જઇ તેઓને ઘણું કષ્ટ સહન કરવું પડે છે. એનું એજ કારણ છે. ચિની અને જાપાની વિદ્યાર્થીઓની પેઠે આપણા લોકોએ શ્રમની મહત્તા સમજી લઈ, મિથ્યાભિમાન છોડી દઈ, અહોરાત્ર જ્ઞાતિ અને દેશ સેવા કરવી એજ ઘણી મહત્વની વાત છે. યૂરોપખંડના ઘણા ખરા દેશોના વિદ્યાર્થીઓ અમેરિકામાં વિશ્વવિદ્યાલયોમાં અભ્યાસ કરે છે. યુરોપનો બધો વર્ણ-વર્ગ મળી અમેરિકા બનેલો છે. અને જો કે ત્યાં દરેક જાતના લોકો નજરે પડે છે તો પણ, વિદ્યા માટે જેમણે પોતાનાં ઘરબાર છોડયાં છે એવા, ઘણા વિદ્યાર્થીઓ વિદ્યાલયોમાં સાંપડશે. પોતપોતાના દેશકલ્યાણાર્થે તેઓ મહેનત મજુરી કરી વિદ્યાધ્યયન કરે છે.



## પ્રકરણ ૯ મું.

### સ્વાવલંબનના ગુણો.

હવે સ્વાવલંબનના તત્વનું (સ્વ+અવલંબન=પોતે પોતાના પર સર્વ આધાર અને ભરોસો રાખી સ્વતંત્ર બનવું તે) માણસ ઉપર શું પરિણામ થાય છે, એ જોવું જોઇએ. શરૂઆતમાં એ વિષે થોડું વિવેચન કરવામાં આવ્યું છે, પરંતુ હવે તેનો વિસ્તારથી વિચાર થવો યોગ્ય છે. અમેરિકાના સ્વાવલંબી વિદ્યાર્થીઓ શું શું કામો કરે છે, એ વાંચકોના ધ્યાનમાં આવ્યુંજ હશે. તેઓના સ્વાવલંબનના કયા કયા માર્ગો છે, એ પણ વાંચકોએ જાણ્યુંજ હશે. હવે સ્વાવલંબનના તત્વના ગુણો સમજવા ભારે નથી.

**પહેલો ગુણ**—અમેરિકન લોકો ઉપર આ તત્વનો એટલો પ્રભાવ થએલો છે કે, ગમે તેવું વિકટ કામ કરવાને તેઓ તલ માત્ર પણ ડગમગતા નથી. દરેક બાળક અને બાળાને, પોત પોતાના હક્ક માટે પ્રયત્ન કરવાની શક્તિ હોય છે. તેમનો જો કોઇ અન્યાય કરે, તો નિર્ભયપણે પોતાનો બચાવ કરવા માટે, અને સ્વત્વ (આપણાપણું) રાખવા માટે તેઓ યત્ન કરે છે. ભીરૂતા તેમનાથી દૂર નાસે છે. શરીર સશક્ત અને નિરોગી રાખવા માટે તેઓ હંમેશાં વ્યાયામ કરે છે. શારિરિકબળ સિવાય માણસથી પોતાના હક્કોનું અને અધિકારનું રક્ષણ કરી શકાતું નથી, એ તેઓ સારી પેઠે સમજે છે.

મને પણ આ વાત અમેરિકા ગયા પછી સારીજ રીતે સમજવામાં આવી. આપણા અધિકારોનું રક્ષણ એટલે શું ? ? આપણા અહીંના લોકો એ જાણતા પણ નથી. જે માણસ બધાનો માર ખાય છે, બધાને પગે પડે છે, સર્વ સાથે નમ્રતાથી વર્તે છે, અને એવીજ કોઇ રીતથી પોતાનો બચાવ કરે છે, તેનેજ સારો અને ભલો સમજવામાં આવે છે. પરંતુ જે માણસ ટંટો કરે છે, મારામારી કરે છે, તેને આપણા હિંદી લોકો મોટો હાંડ, તોફાની અને તુચ્છ માને છે. મને પણ મારા માબાપ તરફથી આજ વાત શિખવવામાં આવી હતી. પરંતુ અમેરિકા ગયા પછી મને જણાઈ આવ્યું કે, જે માણસ ગુપચુપ મુંગે મોઢે માર ખાય છે તેને ઘણો બાયલો અને બ્હીકણ સમજવામાં આવે છે. આવા માણસનું જીવવું વ્યર્થ છે. શરૂઆતમાજ હું ટંટા તકરાર કરવા બ્હીતો હતો, પરંતુ ટુંક મુદતમાંજ હું જાણી શક્યો કે, સ્વસ્થ બેસવું એ બાયલા અને બ્હીકણપણાનું લક્ષણ છે. ત્યાર પછી, જે કોઇ મને ત્રાસ આપશે તેને હું માર્યા સિવાય રહીશ નહી, એવો મેં નિશ્ચયજ કર્યો. બે ચાર વખત પ્રસંગ પણ આવ્યો, અને મેં મજુરોને ખૂબ માર માર્યો. ત્યાર બાદ તેઓ મારૂં ઘણું માન રાખવા લાગ્યા. કારણ, પાશ્ચાત્ય દેશોમાં સ્વત્વ રક્ષણ કરનારાઓને ઘણું માન મળે છે, તેવા માણસોનેજ તેઓ માણસ સમજે છે.

અમેરિકાથી પાછા મેંચેસ્ટર જતી વખતે મારો અને એક હબસીનો, રસ્તામાં વહાણ ઉપરજ, ટંટો થયો. એ હબસી મજુરોનો જમાદાર હતો; અમો બધા તેની હાથ નીચે કામ કરતા હતા. એક દિવસે સવારમાં દશ વાગે બધા ખલાસીઓ ગાંસડીઓ બહાર કાઢતા હતા. તે હબસી નીચે હતો, અને અમે બધા 'ડેક' ઉપર હતા. હું

એક બાજુએ ઉભો હતો, અને બાકીના બીજી બાજુપર ઉભા હતા. તે હબસીએ મને શેકમાંજ ફરમાવ્યું—" જા, ત્યાં જઇ ઉભો રહે."

" તૂં તારૂં કામ સંભાળ," મેં જોરથી જવાબ આપ્યો. તે ઉપરથી કોપાયમાન થઈ તેણે પોતાની મુષ્ટી બતાવી કહ્યું " શું તું આને ઓળખે છે કે ? "

મેં પણ મારી હસ્તમુષ્ટી બતાવી કહ્યું.-" હું પણ કંઇ કમી નથી. "

કાળી ભોર આંખો કરી તેણે મને કહ્યું-" ઠીક, ઉપર આવેથી જલદીજ નિકાલ કરીશું. "

" બ્હોત અચ્છા "—એમ કહી હું મારે કામે વળગ્યો. તે હબસી ઘણો જોરાવર અને મજબુત હતો. પોતાનું કામ પુરૂં કર્યા પછી તે ઉપર આવ્યો, અને મને જોઇ જોરથી બોલ્યો—" શું તું મારી સાથે લઢી શકશે કે ? "

મેં જવાબ આપ્યો—" જો, હવે તું કંઈ વધારે બોલશે તો હું ત્હને સજ્જડ માર મારીશ. હું ત્હારાથી બ્હીવાનો નથી. "

આથી તે જરા આગળ વધ્યો, કે તરતજ મારા અમેરિકન સાથીદારોએ તેને ફજેત કરી કહ્યું—"ખબરદાર, એક પગલું પણ આગળ ભરશે તો. " અમો સર્વ એકત્ર મળી તને સારોજ કોપરા પાક આપીશું. " તેણે માથું નીચું ઘાલી ચાલવા માંડયું અને તે દિવસથી મારી સાથે સભ્યતાથી વર્તવા લાગ્યો. જો હું આ પ્રસંગે ગભરાઇ ગયો હોત તો, મેં ખાત્રીથી માર ખાધો હોત, અને અમેરિકન લોકોએ મને ઘણો હલકો માની કમીમાન આપ્યું હોત. આ માટે માણસોએ સ્વત્વ રક્ષણનું મહત્વ જાણવું જોઇએ. સ્વત્વ રક્ષણનું

પાલન કરતાં જો આપણને આપણાથી જબરદસ્ત માણસો સાથે સામાસામી કરવાનો પ્રસંગ આવે તોપણ, આપણે તલમાત્ર પણ ડગમગતું ન જોઇએ. સ્વાભિમાન એ એક માણસનું ભૂષણ છે. જો તે ન હોય તો માણસનું માણસપણું રહેતું નથી, અને સર્વ જણ આપણને પગતળે ચગદે છે. નાનપણથી છોકરાંઓમાં એવો સંસ્કાર ઠસાવવો જોઇએ કે, તેઓએ ઘણાજ અવઘડ પ્રસંગોની સામે પણ ટક્કર મારી તેમને દૂર કરતાં શિખવું જોઇએ. સ્વતઃ ઉપર અવલંબી રહેવાથી, અને જો એ ટેવ નાનપણથીજ હોય તો અને નાનપણથીજ વિકટ પ્રસંગો દૂર કરતાં શિખ્યા હોઇએ તો, સ્વત્વ રક્ષણ અને શારિરિક રક્ષણનું મહત્વ આપો આપ જણાઈ આવે છે. નાનપણથીજ જેઓ બીજા ઉપર અવલંબી રહે છે, તેઓનું શરીર બળકટ રહેતું નથી, આત્મિકબળ વધતું નથી, અને ઉલટા તેઓ બ્હીકણ બને છે. માટેજ મનુષ્યત્વના ગુણો પોતાના અંગમાં આવવાને સ્વાવલંબનનો ધડો નાનપણથીજ શિખવો જોઇએ.

**બીજોગુણ**—નેપોલીઅન બોનાપાર્ટ સર્વકોથી અજાણ્યા નથી. જ્યારે તેઓ ઇટાલી દેશ ઉપર સ્વારી કરવાના હતા ત્યારે રસ્તામાં એક મોટી અડચણ હતી. સ્વીટ્ઝરલંડના રસ્તે જો જાય, તો આલ્પસ્ પર્વત સામો નડે છે, એમ તેઓને સરદાર તરફથી સૂચવવા માં આવ્યું. તે વીર પુરૂષે જવાબ આપ્યો—"આલ્પસ હો, કે પૃથ્વી પરનો સૌથી મોટો મેરૂ હો, મારે ઇટાલી જવુંજ જોઇએ! નેપોલીઅનનો પોતાપર આપ વિશ્વાસ હતો. ગમે તેવા વિકટ કામ પ્રસંગે આવેલી અડચણોને તે બિલકુલ ગણકારતો નહીં. આવાં દૃષ્ટાંતો પૃથ્વીના ઇતિહાસમાં હજારો મળી આવે છે. જે જે માણસો

નું જીવન સફળ અને યશસ્વી થવા પામ્યું છે, તે તે માણસોમાં મોટામાં મોટો ગુણ આત્મશ્રદ્ધા એજ માલમ પડશે. આત્મશ્રદ્ધા એ ગુણ, સ્વાવલંબનના ગુણો પ્રમાણે વર્તનારમાં જરૂર આવે છે. આપણા હિંદીઓનું જીવન એક સંગ્રામ કે યુદ્ધ રૂપી પટાંગણ છે. જેઓએ આરંભથીજ યુદ્ધ શિક્ષણમાં નૈપુણ્ય મેળવેલું હોય છે, તેઓજ એ પટાંગણમાં શૂરા અને વીરા યોદ્ધાઓ પેઠે લઢી શકે છે. આરંભથી એ શિક્ષણનો અભ્યાસ કરવાથી માણસમાં આત્મવિશ્વાસની વૃદ્ધિ થાય છે. પોતાની યોગ્યાયોગ્યતા તેઓ સારી રીતે જાણી શકે છે. વિકટ અને ભારે પ્રસંગોને હાથ બનાવવો સ્હેલું થઇ પડે છે.

એથી ઉલટું જે લોકો પોતાના જીવનને એક પ્રકારનું યુદ્ધ સમજતા નથી, અને જેઓએ યુદ્ધકળાનો—દણ્ડો કે લાઠીઓનો—અભ્યાસ કર્યો નથી, તેઓ થોડો પ્રતિકુલ પ્રસંગ આવે કે થરથર ધ્રુજવા મંડી જાય છે. અને વળી જ્યારે લઢવાનો પ્રસંગ આવે ત્યારે તો પુછવુંજ શું ? તેઓને આત્મશ્રદ્ધા બિલકુલ હોતીજ નથી. આનું પરીણામ માત્ર એ આવે છે કે તેઓને સંસારના કોઇ પણ કામમાં યશ પ્રાપ્તી થતી નથી. અને તેઓ પોતાનું કામ આજીજી, લબાડી કે ખુશામતથી કરી લે છે. આવા લોકો જે સમાજમાં કે દેશમાં હોય, તે સમાજ કે દેશને પતીત સમજવામાં આવે છે. માટેજ અમેરિકન લોકો પ્રમાણે આપણાં છોકરાંઓને પણ સ્વાવલંબનનું શિક્ષણ આપવુંજ જોઇએ, કે જેથી તેઓ આગળ ઉપર મોટ મોટાં કાર્યો કરવા પાછી પાની કરી ડગમગશે નહીં. જો તેઓમાં આત્મશ્રધ્ધા એ ગુણ હોય, તો કોઇપણ બાબત તેમને અશકય જણાશે નહીં.

**જ્ઞાતિની કે સમાજની, અને દેશની ઉન્નતી માટે, આત્મશ્રદ્ધાનો ગુણ ખાસ જરૂરનો છે; એ નિઃશંસય છે.**

**ત્રીજો** ગુણ—સ્વાવલંબનનો ત્રીજો ગુણ એ છે કે, એ ગુણ માણસને કર્મવીર બનાવે છે. વળી એ ગુણ માણસને એવું તો અંતઃસામર્થ્ય આપે છે કે જે વડે, માણસ થોડાજ સાધનથી ભારે કામ કરવાને ડગમગતો નથી. ઇંગ્રેજ લોકોએ એજ ગુણનો આશ્રય લઇ હિંદુસ્થાન સાથે પ્રથમ વ્યાપાર શરૂ કર્યો. એ ગુણથી તેઓને શું શું ફાયદા થયા અને થાય છે, એ ઇતિહાસ વાંચકો ને જણાવવા ની જરૂર છેજ નથી. મોટ મોટી કંપનીઓ સ્થાપન કરી, તે સારી રીતે ચલાવી યશસ્વી બનાવવી, વગેરે કામો કર્મ વીરત્વ સિવાય બની શકતું નથી. બીજાઓનાં મોં જોનાર માણસોના વિચારો સંકુચિત હોય છે. તેઓને તેઓના ભવિષ્ય જીવનનો પેચદાવ સમજાતો નથી. તેમથી દૃષ્ટી ટુંકી બને છે. હિંદુસ્થાનના લોકો આજે બધા લોકો કરતાં પશ્ચાત છે, એનું કારણ તેઓએ પોતાના જીવનનું ઉચ્ચ ધ્યેય ઠરાવ્યું નથી. તેઓ પોતાના જીવનના દિવસો ગમે તેમ પ્રસાર કરે છે. જે કંઇ થોડું તેમને મળે છે, તેવડે તેઓ પોતાનો નિર્વાહ કરી પોતાને ધન્ય માને છે. તેઓની પ્રિય કહેવત એ છે કે– **"घरकी आधी अच्छी, बाहेरकी सारी कुछ नहीं."** (ઘરની અર્ધી સારી, પરંતુ બહારની આખી વ્યર્થ.) પોતાના ગામથી સાઠ કે સીતેર માઇલ દૂર જવાનું હોય તેને તેઓ પરદેશગમન કહે છે. અમો સ્વાવલંબનના તત્વ પ્રમાણે ચાલતા નથી એજ અમારી સંકુચિતવૃત્તિનું કારણ છે. પૃથ્વીના ઉન્નત લોકો આજે પાણીના પ્રવાહની પેઠે આગળ વધ્યાજ જાય છે. આજે અમેરિકાના બાલ

બાલિકાઓ દેશ પરદેશમાં ભ્રમણ કરી રહયા છે તે એવું બતાવે છે કે, તેઓની મહત્વાકાંક્ષા કમી નથી. અમેરિકન લોકો માટે વૈભવના શિખર ઉપર ચઢવાને કારણભૂત ફક્ત આજ મુખ્યકારણ છે. પચાસ વરસ અગાઉ અમેરિકન લોકોનો વેપાર સાધારણ હતો. અને આજે અમેરિકાની જણસો ખપતી નથી એવો પૃથ્વીપર કોઈ પણ દેશ નથી. અમેરિકન મોટ મોટા શ્રીમાન લોકોએ પોતાની મહેનત થીજ દ્રવ્ય મેળવ્યું છે. કાર્નેજી એક ગરીબ માબાપનો છોકરો હતો. મહેનત મજુરી કરી, સંતોષ અને ધૈર્યનો આશ્રય લઈ, તેણે ધીમે ધીમે પોતાની ઇચ્છાઓ પાર પાડી. તેનું ચરિત્ર એક સ્વાવલંબનના ગુણોનું અમર ઉદાહરણજ થઈ રહયું છે.

**ચોથો ગુણ**—પરમેશ્વરે માણસને જુદી જુદી જાતની શક્તિ આપી છે. માણસ સ્વતંત્ર અને સ્વચ્છંદી બની, સ્વાવલંબનના તત્વો પ્રમાણે વર્તવા લાગ્યો એટલે એ શક્તિઓનો વિકાસ થવામાંડે છે. બીજા ઉપર આધાર રાખી બેસી રહેનારા લોકો પોતાના સદ્‌ગુણોનો ઉપયોગ કરી શકતા નથી; કારણ તેમ કરવાને તેઓને સંધીજ મળતી નથી. તેઓમાં ગુપ્ત રહેલી શકિત નિરૂપયોગી થઈ પડે છે. પોતાના દરેક કામોમાં તેઓ બીજાની મદદ લે છે. આ ટેવ તેમને ઘણી નુકસાન કારક થઇ પડે છે. જો તેઓ સ્વતંત્ર બની પોતાનાજ ઉપર અવલંબી રહી જીવન ગાળવા શિખશે, તોજ તેમના જીવનનું સાર્થક થશે. અમેરિકામાં આજે જે જે આશ્ચર્ય કારક શોધો થઈ જાય છે તેનું કારણ એ છે કે, ત્યાંના વિદ્યાર્થીઓ પોતાનું કામ સ્વતંત્ર પણે કર્યા જાય છે. પ્રકૃતિદત્ત (પ્રકૃતિમાં એટલે માણસમાં રહેલી) શકિતનો ત્યાં અપ્રતિહત વિકાસ થતો હોવાથી, અમેરિકામાં

હંમેશાં નવા નવા શોધો લાગ્યાજ કરે છે. આપણા દેશ અને દેશના લોકો માટે અમેરિકન લોકો નવીન નવીન યંત્રો શોધે છે, અને એજ કારણથી એ પાતાળવાશી લોકો ધન ધન્યાદિથી સંપન્ન બને છે. આ ઉપરથી સ્વાવલંબનનો ચોથો ગુણ એ જણાય છે કે—સ્વાવલંબનના ગુણનું પાલન કરનાર પ્રાણી પ્રકૃતિદત્ત ગુણોનો વિકાસ કરી શકે છે.

વાંચકોને અમેરિકાની ઉન્નતીનાં થોડાં કારણો વિદીત થવાં એ હેતુથી; પ્રસ્તુત પુસ્તકમાં ઉક્ત કારણોનું વિવેચન કરવામાં આવ્યું છે. અમેરિકાના લોકો મજુરીનું મહત્વ સારી રીતે સમજે છે. તેઓ જે માન માટે મનુષ્ય યોગ્ય હોય તે માન તેને આપવામાં તૈયાર હોય છે. **લાકડા કાપનાર ગરીબ માબાપનો છોકરો અબ્રાહામલિંકન અમેરિકાનો પ્રેસિડંટ થયો. લાકડાં વેચનાર ગરીબ બ્રાંડ પોતાના વીર પ્રભાવથી તક્તાધિપતિ થયો. ગારફીલ્ડ એ ગરીબ માબાપનો છોકરો હતો. સ્વાવલંબનના ગુણોનું સેવન કરી તે પોતાના દેશનો આગેવાન થયો.**

દરેક શક્તિઓનો વિકાસ કરવાની સંધી જ્યાં મળી શકે છે એવા અમેરિકા દેશમાં આ સર્વ ગોષ્ટીઓનો ( બાબતોનો ) અનુભવ લઇ શકાય છે. જ્યાં સુધી અમેરિકન લોકો સ્વાવલંબનના ગુણનું સેવન કરતા રહેશે ત્યાં સુધી, તેઓના દેશની ઉન્નતી થતીજ રહેશે. ઇશ્વર ન્યાયી છે. તે કોઇ પણ દેશ, સમાજ કે જાત પ્રત્યે પક્ષપાત કરતો નથી. કોઈ પણ તેનું પ્રિયા પ્રિય નથી. બધાપર તેની એક સરખી પ્રિતી હોય છે. જેઓ પરમેશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તે છે તેમની હંમેશાં ઉન્નતીજ થાય છે. જેઓ તેની આજ્ઞા પાળતા નથી, તેઓ દુષ્કાળ, પ્લેગ વગેરેના સપાટામાં સપડાય છે.

હિંદી યુવકો ! આવો. આપણે અમેરિકાના વિદ્યાર્થીઓ પાસેથી ધડો લઇએ. તેઓ આપણને એવો પવિત્ર સંદેશો પહોંચાડે છે કે **"મજુરીથી કોઇ પણ માણસ નીચ બનતો નથી."** ઇતર સભ્ય ગૃહસ્થોને જે હકકો સમાજમાં હોય છે તેજ હકકો મહેનત મજુરી કરનારાઓને પણ હોય છે. અમેરિકન ગરીબ વિદ્યાર્થીઓ આપણને એમ કહે છે કે—"મજુરી ગમે તે પ્રકારની હો, જો તે પ્રમાનથી અને ઇતબારથી કરવામાં આવે, તો તે કરનાર માણસ કદાપિ પતીત થતો નથી." વળી તેઓ એટલુંજ કહી ચુપ રહેતા નથી, પરંતુ કહે છે કે—મજુરી કરનાર માણસ પોતાના અવયવોનો સારો ઉપયોગ કરી પોતાનો નિર્વાહ કરે છે, માટે પરમાત્માનો ખરો પુત્ર તેજ ગણાય છે!" મજુરી કરનારાઓને અમો કદાપી કમી લેખીશું નહીં, એટલું તો શું, પણ તેઓનું હંમેશાં અમો સન્માન કરીશું, તેઓના શિક્ષણની સોય માટે પણ અમો પ્રતિજ્ઞા લઇએ છીએ."

પરમાત્માની હાથ જોડી અમો હવે એવી પ્રાર્થના કરીએ છીએ કે, તેણે અમારા હિંદી વિદ્યાર્થીઓને આત્મિક બળ આપવું. જેથી તેઓ સ્વાવલંબનનો ધડો શિખશે, શ્રમની મહત્તા તેઓ જાણી શકશે, અને દેશના વ્યવસાયો વધારશે. આનું પરિણામ એ આવશે કે, દેશમાં જે જે કાંઇ ખરાબ બાબતો પ્રચલિત થવા પામી છે, તે દૂર કરવા તેઓ યત્કિંચિત પણ બ્હીશે નહીં.



# વાક્ય રત્ન.

"જ્યાં ઉદ્યોગની અપ્રતિષ્ઠા થાય છે ત્યાં અન્ન અને નાશ મૂકેલાંજ હોય છે! કળા પણ નિરૂપયોગી પડે છે.

પરંતુ જ્યાં ઉદ્યોગની માન માન્યતા થાય છે, ચૈતન્ય અને જ્ઞાન વાસ કરે છે. કૌશલ્ય પણ વધે છે.

× × ×

મારા ગરીબ બિચારા ધનિકો! ઉંચા ઉંચા સંગમરવરી દેવાલયો અને દેવોની સંગમરવરી પથ્થરની મૂર્તિઓ ઉભી કરવાથી તમારા અંતઃકરણની તળમળ શાંત થનાર નથી. તમને દુઃખ થાય છે. એ હું સારી પેઠે જાણું છું. માની-પણાને લીધે કદાચિત્ તમો આ કબુલ ન કરશો.

× × ×

ગરીબ હિંદી વિદ્યાર્થીઓને ઉપયુક્ત ધંધા શિખવા માટે અમેરિકા મોકલાવો, જેઓ ત્યાં શિખીને હિંદુસ્થાનમાં પાછા આવ્યા બાદ લોકોને પોતાના પાયાપર ઉભા રહેતાં શિખવશે; જેથી સેંકડો નહીં પણ; હજારો ભૂખે મરતા લોકોના જીવો બચશે.!!!"

**સ્વામી રામતીર્થ.**